નિશાળ અને લાઇબ્રેરી માટે સરકારે મંજુર કરેલી,

# શિશુસદ્‌બોધમાળા.

## ભાગ ૩.

(મહાભારત, રામાયણ અને પુરાણોમાંથી આર્ય-
નીતિ અને ધર્મની પસંદ કરેલી બોધક
વાર્તાનો સંગ્રહ)

લંડનના 'મૉરલ એજ્યુકેશન લીગ'ના ધોરણ ૧
અનુસરતી હબે લખાયેલી.

સંપાદક:
બ્રજલાલ પુરૂષોત્તમ મહેતા.
માસ્તર, તાલુકા સ્કુલ, વઢવાણસિટિ, કાઠિયાવાડ.
મેમ્બર, મારલ એજ્યુકેશન લીગ, લંડન.

પ્રગટ કર્ત્તા.
મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની.
કાલબાદેવી,—મુંબઈ.

કિંમત રૂ. ૦ ૫-૦.

નામદાર મુંબઈ તથા ગાયકવાડ સરકારનાં કેળવણી
ખાતાંઓએ તથા મ્યુનિસિપાલ સ્કુલ્સ
કમિટીઓએ લાઇબ્રેરી તથા ઈનામ
માટે મંજુર કરેલી,

# તન–સુખ માળા.

રચનાર–રૂસ્તમજી પેસ્તનજી મસાની, એમ. એ.

આ પુસ્તકમાં જીવનને લગતા મુખ્ય વિષયો હાથ ધરાઈ દરરોજ ઉપયોગમાં લઈ શકાય એવી જોઈતી સમજણ તથા સલાહ વાર્તારૂપે, બહુ સેહેલી રીતે, ચિત્રો સાથે આપવામાં આવી છે.

આ સંવાદમાં દર્દી તદન નાઉમેદ બની ગયો છે અને મોતના ત્રાસદાયક ખ્યાલથી શોકાતુર થઈ ગયો છે પણ તબીબની શીખામણથી તેની હાલતમાં સુધારો થાય છે

કિમ્મત માત્ર આના ૧૦. વે. પે. તથા પોસ્ટે સાથે રૂ. ૦–૧૨–૦.

---

# નાટ્ય કથારસ.

## શેકસ્પીઅર કથા સંગ્રહ.

" નાટ્ય કથારસ સરસ જે, ઉત્તમ કવિ ઉદ્ગાર;
વાર્તા રૂપે વર્ણવ્યા; વાંચો વારંવાર."

આવૃત્તિ બીજી. કીમત રૂ. ૦–૧૨–

ઇનામ અને લાઇબ્રેરી માટે સરકારે મંજુર કરેલી.

# શિશુસદ્‌બોધમાળા.

## ભાગ ૩ જો.

(મહાભારત, રામાયણ અને પુરાણોમાંથી આર્યનીતિ અને ધર્મની પસંદ કરેલી બોધક વાર્તાનો સંગ્રહ.)

લંડનના 'મૉરલ એજ્યુકેશન લીગ'ના ધોરણને અનુસરતી ઢબે લખાયેલી.


સંપાદક,

**વ્રજલાલ પુરૂષોત્તમ મહેતા.**

હેડ માસ્તર, તાલુકા સ્કુલ, વઢવાણસિટિ. કાઠિયાવાડ.

મેમ્બર, મૉરલ એજ્યુકેશન લીગ, લંડન.



પ્રગટ કર્ત્તા

**મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપનીની**

વતી એન. એમ. ત્રીપાઠી.

કાલબાદેવી—મુંબઇ.

આવૃત્તિ ત્રીજી —— સને ૧૯૧૯

કિંમત ૫ આના.

"જે શાળાના પ્રવર્તકો તમારી ચોપડી ધાર્મિક શિક્ષણ માટે વાપરવા ઇચ્છતા હોય તેઓ તેવી પરવાનગી માટે અરજી કરી શકશે."

નામદાર ડીરેક્ટર સાહેબના અંગ્રેજી નં. ૮૨૫૭ તા. ૨૮-૧૦-૧૦ તથા ૮૫૩૮ તા. ૯-૧૧-૧૦ ઉપરથી.

---

શા. ખુબચંદ અમીચંદના "ધી સુરત જયન" એ. પ્રી. પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું. ખપાટીયા ચકલા-સુરત.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

મનના સ્વચ્છંદી વર્તનને નિયમમાં લાવનાર કે તેને કાબુમાં રાખનાર જો કોઇ મોટામાં મોટો અંકુશ હોય તો તે ધર્મ જ છે. રાજ્યસત્તાના કે કાયદાના અંકુશની અવગણના કરનારાં મનુષ્યો પણ ધર્મના અંકુશની અવગણના કરી શકતા નથી. ધર્મ એ મનુષ્ય જાતિને મળેલો એક એવો ઉત્તમ વારસો છે કે જેનું બંધન નજીકમાં નજીકના સગપણના બંધન કરતાં પણ બળવત્તર છે. ધર્મને માટે જાન આ વાના સંખ્યાબંધ દાખલાઓ આપણે સાંભળ્યા છે. આવા પ્રાણાધિક પ્રિય, ધર્મરૂપ હથિઆર યાને અંકુશ વગર મનને કબજામાં રાખવા તદબીર કરવી એ મિથ્યા ફાંફાં મારવા જેવું છે, અને એ તો કહેવાની જરૂર નથી કે ધર્મ-અધર્મ, નીતિ-અનીતિ, સત્કર્મ-દુષ્કર્મ, એ બધાને જન્મ આપનાર મન, મન અને મનજ છે, તો પછી એના સંસ્કાર સુધારવા એજ આપણું કર્ત્તવ્ય થઇ પડે છે. અને એ કર્ત્તવ્ય બજા કરવામાં ધર્મ જેવું ઉપયોગી સાધન બીજું કોઇ થઈ શકે તેમ નથી, માટે અમે એકવાર ફરીથી ભાર મૂકીને કહીશું કે નૈતિક શિક્ષણ સંગીન કરવાની ઇચ્છા આપણે ધરાવતા હોએ તો તે ધર્મને બાજુએ રાખવાથી બની શકે તેમ નથી.

આ સંબંધે અમારા વધુ વિચારો આખા પુસ્તકની પ્રસ્તાવનામાં દર્શાવ્યા છે તે ધ્યાનમાં લેવા અમારી નમ્ર પ્રાર્થના છે. તેમાં ખાસ કરીને જાપાનમાં હાલ વિચારો કેટલે દરજ્જે અને કેવા સંજોગો વચ્ચે બદલાઈ ગયા છે તે વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. કર્ત્તા.

# અનુક્રમણિકા.

વાર્તા. પૃષ્ઠ.



---

# શિશુ સદ્બોધ માળા.



## ભાગ ૩ જો.



### વાર્તા ૪૭.

### ભીષ્મ.

હસ્તિનાપુરમાં શંતનુ નામે રાજા થઇ ગયો. તેને પહેલી સ્ત્રીથી દેવવ્રત નામે પુત્ર થયો હતો. રાજા શંતનુ સત્યવતી નામે કોઇએક સુંદર કન્યા સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખતો હતો. પણ તેના મનમાં આવતું કે હું નવી સ્ત્રી આણીશ તે મારા પ્રિય પુત્ર દેવવ્રત ઉપર પ્રેમ રાખશે નહિ તેથી રાજાનું મન હમેશાં ઉદ્વેગમાં રહેલું દેવવ્રત જોતો. રાજાના ઉદ્વેગનું કારણ પ્રધાનો પાસેથી જાણી લઇ દેવવ્રત સત્યવતીના પિતા પાસે ગયો, અને પોતાના પિતા સાથે સત્યવતીનું લગ્ન કરવા દેવવ્રતે તેને વિનવ્યો. પણ સત્યવતીના પિતાએ જવાબ આપ્યો કે 'તમારા પિતાની વૃદ્ધાવસ્થા છે, તેથી તે ઝાઝું જીવવાની આશા રાખી શકાય નહિ, એટલે ગાદીના વારસ તમે થાઓ. વળી રાજા કરતાં

સત્યવતીના પતિ તરીકે તમે લાયક ઉમરના છો, તેથી તમારી ઇચ્છા હોય તો મારી પુત્રીને તમારી સાથે પરણાવવા મારો વિચાર થાય છે.' દેવવ્રતે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે "સત્યવતી સાથે લગ્ન કરવાની મારા પિતાની ઇચ્છા થઇ, તેથી તે મારી માતા તુલ્ય ગણાય; વળી રાજ્યગાદી મારા પિતા પછી સત્યવતીને જે પુત્ર થાય તેને આપવા હું પ્રતિજ્ઞાથી બંધાઉં છું, એટલુંજ નહિ પણ ભવિષ્યમાં સત્યવતીના પુત્રના હક સામે વાંધો ઉઠાવે એવું કાંઇ ન થાય તેટલા માટે હું પ્રતિજ્ઞા એ કરૂં છું કે 'મારે જીંદગી પર્યંત પરણવું નહિ;' માટે કૃપા કરીને તમારી પુત્રીને રાજા વેરે આપવા કબુલ થાઓ." એ ઉપરથી સત્યવતીના પિતાએ 'હા' કહી, અને શંતનુ રાજા સાથે તેને પરણાવી. પિતાની ઇચ્છા પરિપૂર્ણ કરવા દેવવ્રતે લીધેલી આ આકરી પ્રતિજ્ઞાઓથી સર્વે દેવો તેનાપર અતિ પ્રસન્ન થયા અને તેનું નામ તે દિવસથી તેમણે ભીષ્મ પાડયું. શંતનુ રાજાને પુત્રની પોતા તરફની અગાધ મમતા જોઇ મન ઉપર પુત્ર માટે એટલી બધી અસર થઇ, કે તેણે ભીષ્મને વરદાન આપ્યું કે 'તારૂં જીવિત તારી ઇચ્છા સુધી લંબાશે.' (મહા ભા૦ આ૦ ૫૦ અ૦ ૬)

## સાર.

ગુણ-ઓશિંગણ પુત્રો પોતાના સુખદુઃખનો વિચાર કર્યા વગર પિતાની આજ્ઞાઓ અને ઇચ્છાઓ પરિપૂર્ણ કરવામાંજ પોતાનું ખરૂં કર્તવ્ય સમજે છે. તેઓ વિચાર કરે છે

કે 'આપણી જીંદગીની હૈયાતીનો મુખ્ય આધાર પિતાની આપણા તરફની કાળજી ઉપરજ છે, એટલું જ નહિ પણ આપણને પાળી પોષી મોટા કરવામાં તેમને ઘણું દુઃખ વેઠવું પડયું હશે. આપણી નિરાધાર સ્થિતિમાં પિતાએ જે કિંમતી મદદ આપણને આપી છે તેનો બદલો વાળવાનો ખરેખરો વખત તેઓ જ્યારે વૃદ્ધાવસ્થામાં શક્તિહીન થઇ જાય ત્યારે આપણે તેમને ઘટતી મદદ કરવી એ જ છે.'

---

## વાર્તા ૪૮.

### માંધાતા અને આંગિરસ.

સૂર્યવંશી રાજા માંધાતા પોતાની પ્રજાને દીકરા-દીકરી પ્રમાણે પાળતા અને તેમનાં સુખે સુખી, અને તેમનાં દુઃખે દુઃખી જણાતા, એવા તે ધર્મનિષ્ઠ હતા. રાજાના આવા વર્તનથી પ્રજા પણ સુખી અને આબાદ હતી કોઇ એક સમયે તેના રાજ્યમાં ભારે દુષ્કાળ પડયો તેથી રાજાએ મોટા મોટા ઋષિઓને તેડાવી ઠામ ઠામ યજ્ઞો કરાવ્યા પણ વર્ષાદ થયો નહિ, પ્રજા અનાજની તંગીને લીધે ભૂખે મરવા લાગી અને ઘાસચારા વિના ઢોરોની પણ તેવી જ માઠી દશા થતી ચાલી. તેથી લોકો ગભરાટમાં પડ્યા, અને એકઠા થઇ રાજાનો આશ્રય લેવા રાજા પાસે ગયા. પ્રજાવર્ગની ભારે ખુવારીના માઠા સમાચાર સાંભળી માંધાતાને બહુ ખેદ થયો. તેણે કહ્યું કે "આપણાપર આવેલું સંકટ દૂર થવા મારાથી બનતા પ્રયત્નો મેં કર્યા છે, પણ કમનશીબે તેમાંનો એકે ફળીભૂત થયો નહિ." પછી પ્રજા-

જનોને દીલાસો આપી બનતી મદદ કરવાનું કહી તેમને વિદાય કર્યા. રાજાએ વિચાર કર્યો કે બેસી રહેવાથી હવે સિદ્ધિ નથી. ઉદ્યમ કરતાં એક નહિ તો બીજા ઇલાજમાં પણ ફત્તેહ મળશે. એવું વિચારી રાજા થોડા લશ્કર સાથે જંગલમાં જ્યાં જ્યાં ઋષિઓના આશ્રમો હોય ત્યાં ત્યાં ફરી વળવાનો નિશ્ચય કરી પુર બહાર નિકળ્યો. એ ખબર સાંભળી રાજા સાથે કેટલાક નગરજનો પણ જવા તૈયાર થયા.

એ પ્રમાણે ફરતાં ફરતાં સૌ કોઇ એક દિવસે બ્રહ્મદેવના પુત્ર આંગિરસ ઋષિના આશ્રમે આવી પહોંચ્યા. રાજાએ હાથીપરથી નીચે ઉતરી ઋષિનું યથાવિધિ પૂજન કર્યું, પછી હાથ જોડી વિનયપૂર્વક પ્રાર્થના કરી કે "હે! દેવ! હું અને આ મારી રાંકડી પ્રજા દુષ્કાળનાં ભયંકર સંકટમાં છીએ. વરસાદ લાવવા માટે મારા રાજ્યમાં ઠેકાણે ઠેકાણે મેં યજ્ઞો કરાવ્યા તે બધા નિષ્ફળ ગયા. મારા જાણવા પ્રમાણે મેં કોઇ અધર્મ કર્મ કર્યું નથી, તથાપિ મારા લક્ષમાં ન રહ્યું હોય એવું કોઇ પાપનું કામ થઇ ગયું હોય તો કૃપા કરી મને યોગ્ય ઇલાજ બતાવશો, પણ મારા પાપકર્મનું અશુભ ફળ મારી પ્રજા ભોગવે તે મારાથી સહન થઇ શકતું નથી." રાજાની આવી દીન વાણી સાંભળી ઋષિએ ધ્યાન ધરી જોઇ કહ્યું, "હે માંધાતા! તારા રાજ્યમાં એક શૂદ્ર મોટું તપ આદરી બેઠો છે, તેથી તેનો નાશ કર્યા સિવાય તારા કામની સિદ્ધિ નથી."

નીતિ-ન્યાયને ચાહનારો માંધાતા બોલ્યો કે "મુનિ! રાજાને મન પોતાની પ્રજા એકસરખી છે, તેને મન કોઇ નીચું કે ઉંચું નથી; રાય અને રંક સૌનો ઇન્સાફ તોળવાનું એક જ ત્રાજવું રાજાને હોવું જોઇએ. પ્રજાના માણસો પોતપોતાને ફાવતો ધર્મ પાળે અને બીજાને પીડા કે ઇજા કર્યા સિવાય પોતપોતાની ઇચ્છા પ્રમાણે વર્તે તેમાં ન્યાયી રાજાએ વચ્ચે પડવું નહિ એવું નીતિશાસ્ત્રમાં કહેલું છે; તો પછી બીનતકસીરવાન શૂદ્રને મારાથી આંગળી પણ અડાડી શકાશે નહિ, માટે કૃપા કરી બીજો કોઇ ઇલાજ બતાવશો." રાજાનાં ન્યાયી વચનો સાંભળી ઋષિએ અષાડ માસની પદ્મ એકાદશીનું વ્રત પ્રજા સહિત આદરવાનું રાજાને કહ્યું તે પ્રમાણે પદ્મ એકાદશી આવતાં રાજા પ્રજા સૌએ વિધિપૂર્વક તે વ્રત કર્યું, તેથી તેના રાજ્યમાં સર્વત્ર વૃષ્ટિ થઇ જયજયકાર થયો અને સૌ સુખી થયાં. (ભવિષ્યોત્તર પુ૦ અધિક માસ એ૦ મહાત્મ્ય.)

## સાર.

આ વાત રાજા-પ્રજા વચ્ચેનો પરસ્પર ધર્મનો સારો ચિતાર આપે છે. એશઆરામ અને પ્રજાને પૈસે ગાડી ઘોડામાં હરીફરીને દીવસો નિર્ગમન કરવા તેટલામાં જ રાજાનો ધર્મ આવી જતો નથી. એથી ઉલટું રાજાનો ધર્મ વિપત્તિઓથી વિંટલાએલો અને પારકે દુઃખે દુઃખી થઇ પ્રજાનું સંકટ નિવારણ કરવામાં, તેને માટે મહાન્ શ્રમ ઉઠાવવામાં, અને તેની આબાદીમાં જ રાજ્યની આબાદી છે એમ સમજવામાં રાજાનો ખરો ધર્મ છે એવું માંધાતા માનતો હતો.

## વાર્તા ૪૯.

### ધર્મ દુર્યોધનને બતાવેલો પોતાના નાશનો ઉપાય.

કુરુક્ષેત્રમાં (પાણીપતની પહેલી લડાઇ) પાંડવો તથા કૌરવો વચ્ચે મહાભારત યુદ્ધ ચાલતું હતું તેમાં જ્યારે મહા શૂરવીર રાજા શૈલ્ય કૌરવો તરફથી લડતાં રણમાં પડ્યો, ત્યારે કૌરવોનો વડો દુર્યોધન હિંમત હારી ગયો. બીજે દિવસે સવારે તેણે પોતાની માતા સતી ગાંધારી પાસે જઇ પ્રાર્થના કરી કે 'હે! પૂજ્ય માતુશ્રી! હું આજે રણસંગ્રામમાં જાઉં છું, પણ શૈલ્ય જેવા આપણા ઘણા મહાન્ યોદ્ધાઓ પાંડવોના હાથે પરાજય પામ્યા છે, તેથી વિજય મળવાની મને હવે બિલકુલ આશા રહેતી નથી. આપનાં અને મારા પૂજ્ય પિતાનાં વચનોનો મેં પાપીએ દુષ્ટ બુદ્ધિથી ઘણી વખત અનાદર કર્યો છે; તથાપિ છોરૂ કછોરૂ થાય, પણ માવતર કમાવતર ન થાય; તેથી પાંડવોના નાશનો આપ કૃપા કરી મને ઇલાજ બતાવશો તો મને ખાત્રી છે કે હું વિજયશાળી થઇશ.' સતી ગાંધારીએ ઉત્તર આપ્યો કે 'હે! પુત્ર! હું તને ઇલાજ તો બતાવું પણ તું તે પ્રમાણે વર્ત્તીશ એમ મારી ખાત્રી થતી નથી. તારે લાગલા ધર્મરાજા પાસે જવું અને પાંડવોના નાશનો ઉપાય તેમને જ પૂછવો. એ સત્યવાદી પુરુષ જે રસ્તો બતાવે તે અક્ષરે અક્ષર તારે સાચો માનવો, એટલું જ નહિ પણ રસ્તામાં કોઇ અન્ય પુરુષ તને મળે અને તને આડા અવળો ભરમાવે તો તારે ભરમાવું નહિ. કેવળ

ધર્મરાજાની જ સૂચના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી વર્ત્તવું તેમાં લેશ પણ શંકા આણીશ તો તારૂં અહિત થશે. ' દેવી ગાંધારીની આજ્ઞા માથે ચઢાવી દુર્યોધને ધર્મરાજાના મહેલનો રસ્તો લીધો. ધર્મરાજાને પાયે લાગી તે બોલ્યો કે ' મોટા ભાઇ, તમો પાંડવનો નાશ કેવી રીતે થાય તેનો ઉપાય કૃપા કરી બતાવશો ? ' જેને આ દુનિયામાં પારકું પોતાનું કશું લાગતું નહોતું, જેને મન જગતના સર્વ જીવો ભાઇઓ તુલ્ય હતા, પછી ગમે તો તેઓ ભ્રાતૃભાવ રાખતા હોય કે વેર ખેડતા હોય, તેની પરવા કે કાળજી જેને લેશ પણ હતી નહિ, અને જેની નજર ધર્મ અને સત્યના દોર ઉપર સતત્ ચાલ્યા કરતી હતી એવા મોટા દીલના ધર્મરાજાએ ઉત્તર આપ્યો કે 'દુર્યોધન તારી માતા આપણાં પૂજ્ય દેવી ગાંધારી પાસે તું તદન નવસ્ત્રો થઇ ઉભો રહેજે એટલે દેવી ગાંધારીનો દ્રષ્ટિપાત તારા ઉપર થશે, તેથી તારો દેહ વજ્રમય થવાથી કોઇ તને જીતી શકાશે નહિ-' રાજા ધર્મે બતાવેલો ઇલાજ ધ્યાનમાં રાખી દુર્યોધન તત્ક્ષણ રજા લઇ ઘર તરફ વિદાય થયો. શહેરના દરવાજા પાસે પહોંચતાં એક બ્રાહ્મણ દુર્યોધનને મળ્યો. રાજા દુર્યોધનને આશીર્વાદ આપી બ્રાહ્મણે પૂછ્યું 'ભાઇ, મારે ધૃતરાષ્ટ્રને મળવું છે તે કયાં હશે ?' એ ઉપરથી વાતચીત નીકળતાં બ્રાહ્મણે દુર્યોધન કયાં અને શું કામે ગયો હતો તે જાણી લઇ બોધ કર્યો કે 'રાજા ધૃતરાષ્ટ્ર બહુ વિચક્ષણ છે અને તેમના વડા પુત્ર થઇ તમે આવા ભોળા કેમ રહ્યા ? તમારાં માતુશ્રી દેવી ગાંધારી પૂજ્ય સતી છે, તોપણ શાસ્ત્રોમાં કહ્યું છે કે

સ્ત્રી ગમે તેવી ડાહી હોય તથાપિ સ્ત્રીની મતિ પાનીએ; એટલે પોતાના નાશનો ઇલાજ ધર્મરાજાને પૂછવાની તમારી માતાએ તમને સલાહ આપી, તોપછી વિચાર કરો કે માતુશ્રીની ભોળપ કેટલી બધી? તેના પુત્ર તમે એટલે તમારી ભોળપમાં પણ મણા નહિ, કે તમે ધર્મરાજાની વાત માની? કૃપાનાથ, જરા ખ્યાલ તો પહોંચાડો કે ધર્મરાજાએ તમને કેવો વિચિત્ર અને જે કર્યાથી લોકોમા હાંસીને પાત્ર થવાય એવો ઇલાજ બતાવ્યો છે? હવે તમે કાંઈ રમતા ખેલતા બાળક નથી કે સતી પાસે નગ્ન થઇ ઉભા રહેવામાં તમારી શોભા વધે! મીઠું મીઠું બોલી ધર્મરાજાએ ટાઢે પણીએ ખસ કાઢવાનો સુલભ ઇલાજ તમને તરતમાં બતાવી દીધો છે. મને તમારા કુટુંબનું બહુ દાઝે છે. રાજા ધૃતરાષ્ટ્રના મારાપર હજારો ઉપકાર છે, તેથી મને તમારી ભોળપને લીધે ક્રોધ આવે છે. તમે હૈયું તો ફોડી જુઓ કે સતી આગળ નગ્ન થઇ ઉભા રહેશો, અને તેનો દ્રષ્ટિપાત તમારા ઉપર થશે તો તમે વજ્રમય થશો કે બળીને રાખ? ખચીત માનજો કે સતીના દ્રષ્ટિપાતનું પરીણામ બળીને ભસ્મ થયા સિવાય બીજુ હોયજ નહિ. આટલું છતાં તમારે રાજા ધર્મે બતાવેલો ઇલાજ અજમાવી જોવો હોય તો ફુલનો ગુંથેલો એક સુરવાળ તો મેહેરબાની કરીને અંગ ઉપર રાખજો કે જેથી સતીના ક્રોધમાંથી તમે બચવા પામો.' આટલું બોલી બીજે પ્રસંગે ધૃતરાષ્ટ્રને મલવાની તક લેવા બહાનું બતાવી બ્રાહ્મણ જુદે માર્ગે ફંટાયો.

આ બ્રાહ્મણ તે બીજું કોઈ જ નહિ, પણ પરમાત્મા શ્રી કૃષ્ણ હતા. નેક ન્યાયે ચાલનારા પાંડવોનો નાશ ભોળા ધર્મ રાજાએ દુર્યોધનને બતાવી દેવાથી ભગવાનને જણાયું કે પાપી કૌરવોનો વિજય થશે તો તેઓના રાજ્યમાં અનર્થ થવામાં મણા રહેશે નહિ, તેથી ભગવાન બ્રાહ્મણનું રૂપ લઇ ઉપર કહી ગયા મુજબ દુર્યોધનને ઇલાજ બતાવી ચાલ્યા ગયા, અને માળીનું રૂપ ધારણ કરી ફુલના ગુંથેલા એક સુરવાળ સહિત દુર્યોધનના અવાસ પાસે ટેહલવા લાગ્યા. એટલામાં દુર્યોધન પોતાના મહેલ નજીક આવી પહોંચ્યો અને માળીને જોઇ ફુલનો એક સુરવાળ ગુંથી લાવવા આજ્ઞા કરી, એટલે માળીએ પોતાના હાથમાં હતો તે સુરવાળ રજુ કર્યો. પછી દુર્યોધન મહેલ બહાર જ ઉભો રહ્યો અને પોતાના એક વિશ્વાસુ નોકરને બોલાવી કહ્યું કે 'તું માતાજી પસે જા અને તેમને કહે કે હું ઘરમાં આવું ત્યાર પછી આંખેથી પાટા છોડી નાંખે.' તે મુજબ કરવામાં આવ્યું. દુર્યોધન પેલો ફુલનો સુરવાળ પહેરી માતા પાસે આવ્યો એટલે માતાએ આંખેથી પાટા છોડી દુર્યોધન સામી નજર કરી તો તેણે ફુલનો સુરવાળ પહેર્યો હતો તે જોઇ ક્રોધે ભરાઇ પૂછ્યું કે 'તને કોઇ મળ્યું હતું ?' એટલે દુર્યોધને પેલા બ્રાહ્મણની હકીકત કહી બતાવી. તે સાંભળી ગાંધારી બોલ્યાં કે 'મુર્ખ, એ બ્રાહ્મણ ન હોતો પણ શ્રી કૃષ્ણ હતા, અને તેણે તને ભમાવ્યો, તેથી હવે તારૂં જેટલું શરીર ઉઘાડું છે તેટલું વજ્રમય થશે, પણ જેટલું સુરવાળથી ઢંકાયેલું છે તેટલું ભાંગી જશે.' ( મહા ભા૦ ગ૦ ૫૦ અ૦ ૧ )

### સાર.

જેઓને સત્ય ઉપર પ્રેમ છે, જેઓ સત્યને શિર માટે ગણે છે, તેઓ હિતાહિતનો વિચાર લાવ્યા વગર સાચું હોય તે જ કહે છે. સાચું બોલતાં કદી તાત્કાલિક જણાતું અહિત થતું હોય તો તેનાં બૂરાં ફળ અનુભવવા તૈયાર થવું પણ કદી જૂઠું બોલવું નહિ. વળી સાચાનો બેલી ઇશ્વર છે, એ વાક્ય ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખવી. ધર્મરાજા સાચું બોલ્યા તેમનું શ્રી પરમાત્માએ રક્ષણ કર્યું અને 'ખાડો ખોદે તે પડે' એ પ્રમાણે પારકાનો વિનાશ શોધનાર દુર્યોધને પોતાના વિનાશનો ઉપાય શોધ્યો અને સાધ્યો.

---

## વાર્તા ૫૦.

### રન્તીદેવ.

ગુરુ અને રન્તિદેવ એ બે સંકૃતિના પુત્રો હતા. રન્તિદેવની કીર્તિ આ લોક અને સ્વર્ગલોક બંનેમાં ગવાય છે. એનામાં દયાનો ગુણ અતિ ઉંચા પ્રકારનો હતો, તેથી હરકોઇ મનુષ્ય પ્રાણીનું દુઃખ તે જોઇ શકતો નહિ. તેમને સુખી કરવા પોતાની પાસે જે હોય તે આપી દેતો. આથી તેની પાસે કાંઇ પણ વસ્તુ આવી હોય તો તે રહેવા પામતી નહિ. રાજા રન્તિદેવ અને તેનું કુટુંબ એક વખત અડતાળીશ દિવસ અન્ન પાણી વગર રહ્યાં હતાં ભૂખ અને તરસથી રાજા ધ્રૂજતો હતો, અને તેનું કુટુંબ મહા મહા દુઃખ પામતું હતું ઇશ્વરની કૃપાથી ઓગણપચાસમે દહાડે સવાર પડતાં ઘી,

કંસાર દૂધપાક, અને પાણી મળી આવતાં પોતાના કુટું-
બને જમાડી રાજા પોતે જમવાની તૈયારી કરતો હતો,
એવામાં એક બ્રાહ્મણ મુસાફરી કરતો કરતો આવી ચઢ્યો
રાજાએ તેને આદરસત્કાર આપી શ્રદ્ધાપૂર્વક[1] જમાડ્યો.
તે ગયા પછી રાજા જમવા બેસવા જતો હતો એટલામાં
એક શુદ્ર આવી લાગ્યો, તેને પણ જે થોડું ભોજન રહ્યું
હતું તેમાંથી જમાડ્યો. એ શુદ્ર જમ્યા પછીથી શેષ રહેલું
ભોજન રાજા પણ ધરાય એટલું ન રહ્યું. પણ એટલામાં
ચાર પાંચ કુતરા લઇને એક અતિથિ[2] આવીને બોલ્યો.
'હે ! રાજા ! હું અને આ કુતરા ભૂખ્યા છીએ માટે
અમને કાંઇક ખાવા આપો.' અતિથિનું દયામણું મોં જોઇને
અને ભૂખથી તેને લથડીઆ ખાતો દેખી રાજાએ
બાકી રહેલું અન્ન તેને અને તેના કૂતરાને ખવડાવ્યું.
પછી પોતાને પીવા જેટલું પાણીજ ફક્ત રાજા પાસે રહ્યું.
તે પીવાને રાજાએ હાથમાં લીધું ત્યાં એક ચંડાળ આવી
પીવાને પાણી માગ્યું. ચંડાળ ઘણો થાકી ગયેલો જણાતો
હતો, અને તેની જીભ તરસથી તાળવે ચોંટી જતી હતી.
એનું ગરીબડું મોઢું અને આજીજીના વચનોથી રાજાના
હૃદયમાં દયાની તીવ્ર લાગણીઓ ભોંકાવા લાગી, તેથી
બોલ્યો હું ઇશ્વર. પાસે આઠ સિદ્ધિઓ[3] કે તેનું
ઐશ્વર્ય[4] માગતો નથી હું તો એ મહાન પ્રભુ પાસે એ-
ટલું માગું છું કે સર્વ પ્રાણીઓની અંદર રહી તેમની પીડા
પરગણુપણે હું ભોગવું કે જેથી તેઓનાં દુઃખમાં હું ભાગ

---

૧. હોંશથી. અંતઃકરણની ખરી મરજીથી ૨. મેમાન.
૩. જે શક્તિથી ધાર્યું મેળવી શકાય તે શક્તિઓ. ૪ ઈશ્વરપણું.

થઈ રહું અને તેમની પીડા ટળે. સઘળાં પ્રાણીઓનું દુઃખ મટયું તે જ મારૂં દુઃખ મટયું. આ કંગાળ અને જીવવાને ઇચ્છતા અતિથિને હું જળ આપીશ, તેથી મારાં ભૂખ, તરસ, થાક, દીનતા, શોક, ખેદ અને મોહ સૌ ટળી જશે, એમ કહી દયાળુ રાજા તરસથી મરતો હતો તે છતાં ધીરજ ધરી તેણે ચંડાળને પાણી આપ્યું. પરંતુ રન્તિદેવની ઉત્કૃષ્ટ[૧] દયાનો ને પરગજુપણાનો પ્રભાવ જોવાને આવેલ એ ચાંડાળ કાંઇ ચાંડાળ નહોતો. એ ચાંડાળનું રૂપ લઇને શ્રી ભગવાન પોતે પધાર્યા હતા. તેથી શ્રી પ્રભુએ તેને પોતાને રૂપે દર્શન દીધાં. રાજા દંડની પેઠે જમીનપર પડી પગે લાગ્યો. અને જયારે પ્રસન્ન થયેલા પરમાત્માએ[૨] તેને વરદાન માગવા કહ્યું, ત્યારે એ મોટા દીલના રાજાએ ભકિત સિવાય બીજું કાંઇ માગ્યું નહિ. ( ભા૦ સ્કં૦ ૯ અ૦ ૨૧ )

### સાર.

મહાન્ પુરૂષો પોતાનું શરીર અને સર્વસ્વ[૩] બીજાનું દુઃખ ટાળવામાં જ અર્પણ[૪] કરે છે. તેઓ સમજે છે કે પોતાનો દેહ અને પોતની વસ્તુઓ જે મહાન્ ઇશ્વરે આપેલાં છે, તે પોતાના ઉપયોગને માટે જ વપરી દેવાનાં નથી, પરંતુ લોકના કલ્યાણર્થે તે અર્પણ કરવાનાં છે. ભૂખ કે તરસથી પીડાતા અતિથિનો પ્રાણાંત લગી સત્કાર કરવો

---

૧. સર્વથી ચડીઆતી. ૨. ભગવાનને ૩ પોતાની માલમતા ૪ આપી દે છે.

એવો આર્ય ધર્મનો ઉદ્દેશ[1] છે. ઉપરની વાતમાં આપણે જોયું કે પોતે ગમે તેટલા દિવસનો ભૂખ્યો અને તરસ્યો હતો, તોપણ એક પછી એક જેમ અતિથિ આવતા ગયા તેમ તેમ તેમને અન્નપાણી આપવામાં રન્તિદેવ લેશ પણ અચકાયો નહિ. દયાનો ગુણ એ રાજામાં એટલે બધે દરજ્જે ઉત્કૃષ્ટ હતો કે 'દયા તો રન્તિદેવની' એમ આજે પણ તેને વિષે બોલાય છે.

---

## વાર્તા ૫૧.

### કર્ણે બ્રાહ્મણોને આપેલ દાન.

કુરુક્ષેત્રના યુદ્ધમાં અર્જુનના બાણથી કર્ણ પડયો; તેથી અર્જુનને કાંઇક ગર્વ આવ્યો. તેણે શ્રી કૃષ્ણને કહ્યું કે 'હે પ્રભુ! આપ કહેતા હતા કે સુર્યપુત્ર કર્ણ તારાથી જીતાય તેમ નથી, પણ તે તો મારા શરથી જમીનપર ઢળી પડયો.' અર્જુનને ગર્વાનંદ થયો જાણી પરમાત્મા બોલ્યા કે 'હે અર્જુન! તું ભૂલ ખાય છે, એનું બળ પરાક્રમ તારે જોવું હોય તો મારી સાથે ચાલ.' પછી શ્રી કૃષ્ણે બ્રાહ્મણનું રૂપ લીધું અને અર્જુન તેમનો શિષ્ય થઇ ચાલ્યો. રણક્ષેત્રમાં જ્યાં કર્ણ પડયો છે ત્યાં જઇ આશીર્વાદ આપી બ્રાહ્મણ બોલ્યો, 'હે દાનેશ્વરી નરેશ! મારે એક પુત્રી છે. તેને કન્યાદાન આપવું છે તેથી આપ પાસે યાચવા આવ્યો છું. માટે મને યોગ્ય દાન આપો.'

---

૧. હેતુ, ખાશ.

કર્ણ બોલ્યો 'હે પ્રિય ! મારા પ્રાણ અત્યારે કંઠે આવી રહ્યા છે એવી લાચાર સ્થિતિમાં હું તમને શું આપી શકું ? તોપણ આપ જો મારી સ્ત્રી પાસે જશો તો તે આપને પુષ્કળ ધન આપશે.' બ્રાહ્મણે પ્રત્યુત્તર વાળ્યો કે 'એક જ મનુષ્ય પાસે યાચવાની મેં પ્રતિજ્ઞા લીધી છે, તેથી હું આપની રાણી પાસે દાન લેવા કેવી રીતે જઇ શકું ? મરજી હોય તો આપ આપો, નહિ તો ના પાડો એટલે હું મારે રસ્તે પડું.' કર્ણે જવાબ આપ્યો કે 'ભૂદેવ ! ક્રોધ ન કરો. પેલો પથ્થર પડયો તે કૃપા કરી મને આણી આપો એટલે મારા દાંતમાં સવાભાર સોનાની રેખો છે તે હું તમને કાઢી આપું.' બ્રાહ્મણ બોલ્યો 'મહારાજ, એ તો સેવાદાન થયું, તે મારે ખપતું નથી.' પછી કર્ણ થોડેક દૂર પથ્થર પડયો હતો ત્યાં સુધી પેટ ઘસડતો ગયો અને પોતાના દાંત પાડી સુવર્ણની રેખાઓ કાઢી, અને બ્રાહ્મણને કહ્યું કે 'આ લો.' બ્રાહ્મણ ખીજવાતો ખીજવાતો બોલ્યો કે 'એવા ઉચ્છિષ્ટ દાનને હું શું કરૂં ! અમે બ્રાહ્મણ તો એને અડકીએ પણ નહી, તો પછી લેવાની ફોકટ વાત આપ શું કરવા કરો છો ?' એ સાંભળી પોતાને ખભે ધનુષ્ય ને બાણનો ભાથો હતો તે સૂતા સૂતા કાઢી બાણ ચડાવ્યું ને જમીનમાં ફેંક્યું. એ બાણ જમીન ફોડીને પાતાળમાં પેઠું એટલે પાતાળગંગાનું પવિત્ર જળ ખળખળ કરતું બહાર વહેવા માંડયું. તેમાં પેલી રેખાઓ ધોઇ કર્ણે બ્રાહ્મણને આપવા માંડી. અર્જુન તો કર્ણનું આવી દશામાં પણ આટલું બધું બાકી રહેલું અતુલ બળ જોઇ મોઢામાં આંગળાંજ

ચાલી ગયો, અને બ્રાહ્મણ પોતાના મૂળ રૂપે શ્રી પરમાત્માનું રૂપ ધારણ કરી કર્ણ પ્રત્યે બોલ્યા કે 'હે દાનેશ્વરી વીર ! હું તારા અતુલ્ય બળથી બહુ પ્રસન્ન છું માટે તારે જોઇએ તે વરદાન માગી લે." પ્રભુ પ્રત્યે બે હાથ જોડી કર્ણ બોલ્યો કે 'હે ! વિશ્વના વિભુ ! મારા પ્રાણાન્ત સમયે આપના દર્શનથી મારો આત્મા પવિત્ર થયો છે, અને મારૂં જીવિત સફળ થયું છે કૃપા કરી મને વરદાન આપવાની આપે ઇચ્છા બતાવી છે; તેથી હું માગી લઊં છું કે મારો અવતાર ઉત્તમ કુળમાં થાય, બળ, બુદ્ધિ, પતિવ્રતા સ્ત્રી, પરાક્રમી પ્રજા, વ્યાધિ રહિત આરોગ્ય શરીરસંપત્તિ, અગણ્ય લક્ષ્મી, સંતસેવા, સર્વદા સુકાળ ને ઇચ્છિત વર્ષાદ, માતાના હાથથી જમવું, વિપ્રના હાથથી તિલક, મારા પિંડ પુત્રના હાથે મૂકાય, કામ, ક્રોધ, મોહ, મદ, પરધન, પરનારી, ખરાબ વ્યસન, અને અહંકાર એ સઘળાનો અસંગ, એક પછી એક અહોનિશ મારે ત્યાં યાચક આવે તેને દાન દેતાં મને વિશ્રામ ન મળે, તેમજ મારે રસોડે સંત તથા બ્રાહ્મણોની એક પછી એક પંકિત અહોનિશ જમ્યા કરે, એ સઘળી મારી ઇચ્છાઓ આપની કૃપાથી પરિપુર્ણ થાઓ એટલું માગું છું,' ( મહા ભા૦ ક૦ ૫૦ અ૦ ૪. )

## સાર.

આર્યશાસ્ત્રોમાં કર્ણ જેવો કોઇ દાનેશ્વરી પુરૂષ ગણાયો કે વખણાયો નથી. ગમે તેવી લાચાર અને દુઃખી સ્થિતિમાં પણ દાતા મનુષ્યો બીજાનું સંકટ દુર કરવાને હમેશાં તૈયાર હોય છે. કેટલાએક અલ્પમતિ મનુષ્યો એવું બોલે છે કે ઇશ્વરે

અમને પુષ્કળ ધન આપ્યું હોત તો અમે ગરિબોને સંતો-
ષત. પણ તેઓ ભૂલી જાય છે કે એક રાંકમાં રાંક માણ-
સ પણ બહુ મોટું દાન કરી શકે છે. ટુકડા રોટલામાંથી
કે ચાંગળા પાણીમાંથી ભૂખ્યા કે તરસ્યાને તેમાંનું અર્ધું
આપી એક ભીખારી પણ દાન કરી શકે છે અને એવા
દાનનું અતિ મોટું પુણ્ય વખતે લાખો રૂપીયા આપનાર
શ્રીમંત કે રાજા મેળવી શકતા નથી. દયાની લાગણી
અને પરોપકાર કરવાની બુદ્ધિથી દેવાયેલી ક્ષુલ્લકમાં ક્ષુલ્લક
વસ્તુ પણ મોટું દાન થઇ પડે છે,

---

## વાર્તા પર.

### યમદગ્નિ અને સહસ્ત્રાર્જુન

એક વખત યમદગ્નિ નામના ઋષિ પોતાની સ્ત્રી
રેણુંકા સાથે તપોવનમાં રહેતા હતા. રેણુંકા બહુ સાધ્વી
અને ખરેખરી પતિ-વ્રતા સ્ત્રી હતી. પતિ પ્રત્યેનો તેમનો
પુજ્યભાવ અને ખરી નિષ્ટા એવાં તો ઉંચા પ્રકારનાં હતાં
કે પોતાના પતિવ્રતપણાને પ્રભાવે લુગડામાં બાંધીને જળા-
શયમાંથી તે પાણી લઇ આવતાં. રેણુંકાને એક નાની
બહેન હતી જેને સહસ્ત્રાર્જુન નામના એક મોટા નૃપતિ
સાથે પરણાવેલી હતી. એક સમયે એવું બન્યું કે રેણુંકા
સરોવરે પાણી લેવા ગયા હતાં તેવામાં છેટેથી એક કટક
દળ આવતું તેમની નજરે પડયું. આ કોણ હશે અને કયાં
જતા હશે તે જાણવાની રેણુંકાને જિજ્ઞાસા થઇ આવી
અને તેથી તે થોડીવાર તેની રાહ જોતાં સરોવર કીનારે
ઉભાં રહ્યાં એટલામાં સૈન્યનાં કેટલાક માણસો ત્યાં થઇને

નીકળ્યાં, અને રેણુકાના પૂછવાથી તેઓએ જણાવ્યું કે "આ સૈન્ય અમારા મહારાજા સહસ્રાર્જુનનું છે અને રાજા રાણી પણ સાથે છે." એ ખબર સાંભળી પોતાની નાની બહેનને મળવાની આ મળેલી તકથી રેણુકાને ઘણો હર્ષ થયો પણ ગરીબ ઋષિના ઘરમાં "આવા વૈભવવાળાં પોતાનાં બેન-બનેવીની પરોણાગત કરવાનું હું કમનસીબથી કયાંથી બને અને મારી નાની બહેનને કાંઇક આદર-સત્કાર નિર્ધન ધણીના ઘરમાં રહેલી હું શું કરી શકું." એ વિચાર આવવાથી રેણુકાને ખેદ થવા લાગ્યો. જે પતિને સતી રેણુકા ઇશ્વર તુલ્ય માનતાં હતાં તેમને માટે સહેજ પણ આવો હલકો વિચાર આવવાથી લૂગડામાં બાંધેલું પાણી દ્રવિત થઇ જમીનપર પડયું અને સતી ખિન્ન હૃદયે પતિ પાસે તપોવનમાં આવ્યાં.

દ્રવિત થએલા પાણીને લીધે રેણુકાનાં લૂગડાં પલળી રહેલાં હતાં જેથી તેમને આ હાલમાં જોઇ યમદગ્નિએ પૂછ્યું "હે પ્રિય! તમે હાલહવાલ કેમ દેખાઓ છો. અને તમારી મુખમુદ્રા દિલગીરીથી છવાઇ ગએલી કેમ જણાય છે? તમે પાણી લેવા ગયાં હતાં તેનું શું થયું? અને તમારાં આ વસ્ત્રો કયાં ભીંજાયાં? રેણુકાએ ઉત્તર આપ્યો "હે! નાથ! મારી નાની બહેન જે સહસ્રાર્જુનને પરણાવેલી છે તે તેના પતિ સાથે આવે છે અને આપણાં તપોવન આગળથી જે સૈન્ય ચાલ્યું જાય છે તે એ મહારાજાનું છે. હું દિલગીર એટલા માટે થાઉં છું કે મારાં બેન-બનેવી અને તેમનાં આ અગણિત

સૈન્યનો એક રાતવાસો પણ સત્કાર કરવા જેવી સ્થિતિમાં આપણે નથી." સ્ત્રીનાં ઓશીઆળાં વચન સાંભળી યમદગ્નિએ પ્રત્યુત્તર વાળ્યો "હે ! સ્ત્રી ! તમે દુઃખ ન ધરો, હું હમણાં જ જાઉં છું અને તમારાં બેન—બનેવીને તેમનાં માણસો સાથે આપણા તપોવનમાં પરોણાગત કરવા તેડી આવું છું. જેને ઇશ્વર સાહાય્ય કરે છે તેને કોઈપણ સાધનની ખોટ નથી. ઇશ્વર ઉપર જો આપણી ખરી શ્રદ્ધા હશે અને જો ખરો ભક્તિભાવ હશે તો તે મહાન્ પ્રભુ તમારી મનઃકામના સફળ કરશે એ વિષે નિઃશંક રહો." આટલું બોલી યમદગ્નિયે સત્વર સહસ્રાર્જુનના સૈન્ય આડા આવીને તેમને આંતર્યાં, અને સહસ્રાર્જુનને પ્રાર્થના કરી કે "હે ! રાજન્! કૃપા કરી આજની રાત અમારી આગતાસ્વાગતાનો સ્વીકાર કરો." રાજમદ અને લક્ષ્મીમદને લીધે ઋષિમુનિઓની અગાધ શક્તિઓનો સહસ્રાર્જુનને લેશ પણ ખ્યાલ નહોતો તેથી તે બોલ્યો "હે ! મુનિ! અમારો આદરસત્કાર તમારાથી થઇ શકશે નહિ. તમારા તપોવનમાં અમને અને અમારા સૈન્યને ખાવા જેટલો ખોરાક તો શું, પણ પીવાને પાણી પણ પુરતું મળી શકશે નહિ, માટે તમે નકામો આગ્રહ કરો નહિ" મુનિ બોલ્યા "હે ! રાજા ! યજમાન જે યતિકંચિત્ સેવા બજાવે તેનો સંતોષથી સ્વીકાર કરી લેવો એ અતિથિનો ધર્મ છે, માટે વધારે આગ્રહ ન કરાવતાં કૃપા કરી મારૂં આમંત્રણ સ્વીકારી લેશો." પછી રાજા સૈન્ય સહિત તપોવન તરફ વળ્યો. અહીં યમદગ્નિએ સ્વર્ગમાંથી તપના બળના પ્રભાવે

કામધેનુ આણી અને સવને મનવાંચ્છિત ભોજન કરાવ્યાં, તથા સર્વ પ્રકારની સામગ્રી માગ્યા પ્રમાણે હાજર કરી. આથી રાજાને ઘણું આશ્ચર્ય લાગ્યું અને મુનિ આ બધાં સાધનો ક્યાંથી પુરાં પાડેછે તેનો તપાસ કરી લાવવા સેવકોને આજ્ઞા કરી. તે ઉપરથી તેના જાણવામાં આવ્યું કે આ સઘળો પ્રતાપ કામધેનુંનો હતો. રાજાના મનમાં આવ્યું કે આટલી બધી રાજ્યલક્ષ્મી અને વૈભવ એક કામધેનુ આગળ કશી વિશાતમાં નથી તેણે પોતાની સ્રીને તેની મોટી બહેન પાસે આ ગાય માગી લેવા સમજાવી. એ ઉપરથી રાણીએ રેણુંકા પાસે ગાયની માગણી કરી, પણ રેણુકાએ તે સ્વર્ગમાંથી માગી આણેલી છે તેથી આપી શકાય નહિ એમ ઉત્તર વાળ્યો ત્યારે સહસ્રાર્જુને સેવકોને હુકમ કર્યો કે તમે ઋષિપાસે એ ગાય માગો અને ન આપે તો ઋષિને મારીને પણ છેવટે ગાય લઈ આવવી. દુતો ગયા અને માગણી કરી, પણ યમદગ્નિએ જ્યારે તે આપવાના પાડી ત્યારે રાજાના દુતોએ તેને ધકકો મારી પાડી નાંખ્યો અને ગાયને છોડી ચાલતા થયા. એટલે ગાયે ઋષિને પુછ્યું "મુનિ ! તમે મને આ લોકોને સોંપો છો કે તેઓ જોર જુલમથી તમારી પાસેથી મને લઇ જાય છે ?"

ઋષિએ જવાબ આપ્યો તેઓ "તમને જોર જુલમથી તેઓ લઇ જાય છે પણ હે ! માતુશ્રી ! તેમની દુષ્ટ બુદ્ધિનું ફળ તમારા હાથથી તેમને મળવાનું છે.' એમ સાંભળતાંની

સાથે કામધેનુએ પોતાના પગની ખરી જમીન સાથે પછાડી એટલે હજારો રાક્ષસો જમીનમાંથી પ્રગટ થયા અને તેઓએ રાજાના પંચાણું અક્ષોહિણી સૈન્યને વિદારી નાખ્યું, અને સહસ્ત્રાર્જુન પોતે પણ યમદગ્નિનો બચાવ્યો બચ્યો. ( પદ્મ૦ ઉ૦ અ૦ ૧૭ )

### સાર.

પવિત્રતાનો અને ઇશ્વરભક્તિનો કેવો પ્રબળ પ્રતાપ છે તે આ વાત બતાવી આપે છે. પણ જે મૂર્ખ અને અવિચારી માણસો લક્ષ્મીના અમલે કે બાહુબળના જોરથી છકી જઇ પોતાની ગુંજાશનો વિચાર કરતા નથી તેઓ સહસ્ત્રાર્જુનની પેઠે દુ:ખી થાય છે.

---

## વાર્તા ૫૩.

### દશરથ અને ગર્ભવતી રાણીઓ.

અયોધ્યાના રાજા દશરથને ત્રણ રાણીઓ હતી, કૌશલ્યા, સુમિત્રા, અને કૈકેયી. ત્રણે રાણીઓ ગર્ભવતી થઇ, ત્યારે એક દિવસ કુળગુરૂ વસિષ્ઠમુનિ રાજા દશરથ પાસે રાજ્યસભામાં બેઠા હતા, ત્યાં ગુરૂએ રાજાને ઉપદેશ કીધો કે ' ગર્ભવતી સ્ત્રીઓની ઇચ્છાઓ પુરી કરવી અને તેને આનંદમાં રાખવી, એવું આર્ય શાસ્ત્રોનું ફરમાન છે; તેથી તમે રાણીઓ પાસે જાઓ, અને તેઓ જે જે ઇચ્છા બતાવે તે તૃપ્ત કરી તેમને સૌને સંતોષો.' ગુરૂની આજ્ઞા માથે

ચડાવી રાજા દશરથ અંતઃપુરમાં આવ્યા, અને પ્રથમ કૈકેયીના આવાસ તરફ ગયા. કૈકેયીનો સ્વભાવ રીસાળ, કજીઆખોર, અને અદેખો હતો, તેથી રાજાને આવતા જાણીને તે રીસાઇને એક ખુણે જઇ બેઠી. જ્યારે રાજાએ તેને પૂછ્યું કે 'તમને કાંઇ વસ્ત્ર, અલંકાર, ખાવાના પદાર્થો, કે ઉપભોગના પદાર્થોનો ભાવ થયો હોય તો કહો તે તે મંગાવી આપું.' રાજાનાં આવા મધુર વચનો છતાં દંશીલી સર્પિણિની માફક ખીજવાઇ ઉઠી કૈકેયી બોલી કે "મને બળેલીને શા માટે વધારે બાળો છો? અને અમસ્થા અહિં મારે ત્યાં શું કરવા આવો છો? તમારી વહાલી કૌશલ્યાને મંદિર જાઓ. તમારા ધુતારા વેડા હું સારી પેઠે સમજું છું, અને મીઠું મીઠું બોલી મને ફોસલાવવા આવ્યા તે શું હું કાંઇ છોકરૂં છું કે તમારી ધૂર્તવિદ્યાથી ફોસલાઇ જાઉં?" નિર્મળ પ્રેમના બદલામાં આ કઠોર વચનો સાંભળી રાજાને સંતાપ તો થયો, પણ ગર્ભવતી સ્થિતિમાં રાણીને ગમે તેમ કરી ખુશી કરવી એ મુદ્દો ધ્યાનમાં રાખી રાજાએ તેને પ્રેમાળ શબ્દોથી ઠંડી પાડી. મનહરણ સુશોભિત વસ્ત્રાલંકાર આપી તેનો રોષ ઉતાર્યો, અને કેટલુંક પુણ્ય દાન તેને હાથે કરાવ્યું. એ પ્રમાણે કૈકેયીને સર્વ પ્રકારે સંતુષ્ટ કરી રાજા સુમિત્રાને મહેલે પધાર્યા. પતિપત્નીના વિનય, વિવેક અને મર્યાદા સમજનારી શાણી રાણી સુમિત્રા રાજાને આવતા દૂરથી દેખી અતિ હર્ષિત થઇ, અને તેમને સામી ચાલી લેવા ગઇ. પછી યોગ્ય આસન નાંખી આપી તે ઉપર વિરાજવા વિનતિ કરી. સુમિત્રાનો પતિપ્રેમ ને ભક્તિભાવ જોઇ

કૈકેયીને આવાસે ઉપજેલો રાજાનો પરિતાપ દૂર થયો, અને જેમ અગ્નિ ઉપર જળ રેડવાથી બળતા પદાર્થો ઠંડા થાય છે, તેમ રાજાના ચિત્તને ટાઢક વળી. રાજાએ સુમિત્રાને પૂછ્યું કે "હે ભદ્રે! તમને કોઇપણ પ્રકારનો ભાવ થયો હોય તો તે મને જણાવો એટલે હું તમારી ઇચ્છા પૂર્ણ કરૂં; કારણ કે ગર્ભવતી સ્ત્રીઓને અનેક તરેહના કોડ થાય છે, અને તે કોડ પૂરા કરવા એ પતિનો ધર્મ છે." વિનયપૂર્વક સુમિત્રાએ જવાબ વાળ્યો કે "હે નાથ! આપની કૃપાથી હું સર્વ પ્રકારે સુખી છું, મને કશી ન્યૂનતા નથી. આપના પ્રત્યે મારો પત્નીધર્મ અહોનિશ જેવો ને તેવો રહે એ માટે કેવળ આપની કૃપા ચાહું છું. વળી એવું ઇચ્છું છું કે મારાં વડીલ બ્હેન કૌશલ્યાના પુત્રરત્નની મારો પુત્ર હમેશ આજ્ઞા પાળે એવો થાઓ. એ સિવાય બીજી કોઇ ઝંખના મને અંતરમાં નથી" સુમિત્રાની મનહરણ વાણીથી રાજા બહુ રંજિત થયા. તેણે કેટલાંક વસ્ત્રાભૂષણો રાણીને આપી તેમની મારફત બ્રાહ્મણો અને યાચકવર્ગને દાનથી ખુશી કર્યા, અને પછી કૌશલ્યાના અંતઃપુર તરફ વિદાય થયા.

અહિં એક કુતૂહલ થયું. સતી કૌશલ્યાના ઉદરમાં સચરાચર પ્રભુ રામચંદ્રજીનો પ્રવેશ થયેલો હોવાથી તે પોતે બ્રહ્મરૂપ બની ગયાં હતાં. અને રાજાએ જે વખતે તેમના ઓરડામાં પ્રવેશ કર્યો તે વખતે રાણી એવાં તો એકાગ્ર ધ્યાનમાં હતાં કે પોતાની આસપાસ શું થાય છે તેનું કે પોતાના દેહનું તેને ભાન રહ્યું

નહોતું. કૌશલ્યા કૈકેયીની માફક રીસાઇ બેઠાં છે એમ પ્રથમ તો રાજાને જણાયું. તે રાણીને બહુએ બોલાવે પણ બોલે નહિ. પછી તેનો હાથ ઝાલી રાણીને ઢંઢોળવા લાગ્યા, ત્યારે રાણી જાણે પુરૂષ હોય તેમ બોલ્યાં કે "હું આ અખિલ વિશ્વનો નિયામક છું" આવો વિચિત્ર જવાબ સાંભળી રાજાએ કૌશલ્યાને કહ્યું કે "તમે મને ઓળખો છો કે નહિ ! હું કોણ છું ? રાવણ પાસેથી તમને મેં છોડાવ્યાં એ યાદ આવે છે કે નહિ ?" રાજાના એ સવાલોના જવાબમાં રાણી હજી પણ પરાધીન સ્થિતિમાં બોલ્યાં કે "એ રાવણનો નાશ કરવાને જ હું પેદા થયો છું. પૃથ્વી ઉપર જે અતુલ અધર્મ થવા લાગ્યો છે તેનો ભાર ઉતારવા જ મેં આ દેહ ધારણ કર્યો છે." આવાં કેટલાંક વ્યગ્ર હાલતનાં વચનો સાંભળતાં રાજાના મનમાં નક્કી થયું કે જરૂર રાણીના શરીરમાં કાંઇ ભુત કે પિશાચે પ્રવેશ કર્યો છે. તેથી તેમણે ગુરૂ વશિષ્ઠને તેડાવ્યા. પણ રાજાની મોટી અજાયેબી બચ્ચે વસિષ્ઠ મુનિની પણ કૌશલ્યા જેવી જ અવસ્થા થઇ. તેમના દેહમાં પણ રામચંદ્રજીનો પ્રવેશ થયો, તેથી ગુરૂ બ્રહ્મમાં લીન થઇ ગયા અને શરીરનું ભાન ખોઇ બેઠા. રાજાએ વિચાર્યું કે ખરેખર, આ ભુત કાંઇ જેવો તેવો નથી, તેની સત્તા પ્રબળ લાગે છે, નહિતો મુનિ વસિષ્ઠ જેવા પ્રતાપી પુરૂષ તેના ઝપાટામાં આવી શકત નહિ. કેટલીકવારે જ્યારે ગુરૂને ભાન આવ્યું, ત્યારે તેમણે રાજાને સમજણ પાડી કે 'રાણી કૌશલ્યાને પેટે પરમ બ્રહ્મ સાક્ષાત્ જગતવિભુ પુત્રરત્ન રૂપે અવતાર લેશે.' આ

આનંદના વર્તમાનથી રાજાના હર્ષનો પાર રહયો નહિં,અને ગુરુ તથા રાજા પ્રસવકાળની રાહ જોતા આનંદમાં દિવસો ગુજારવા લાગ્યા.

( રા૦ બા૦ કા૦ અ૦ ૧૪. )

### સાર.

ગર્ભવતી સ્ત્રીઓની ઇચ્છાઓ પરિપૂર્ણ કરી તેમને રાજી રાખવી એવો આર્યોનો નીતિધર્મ છે. ગર્ભાવસ્થાના દિવસો આનંદ અને સુખમાં ગુજરવાથી બાળક સારૂં અવતરે છે. ખોડ ખાંપણ રહિત હોય છે. એવું આર્ય શાસ્ત્રો કહે છે. વળી સુમિત્રા અને કૌશલ્યાની વાણી ઉપરથી સમજાય છે કે જેવા ગર્ભ માતાના ઉદરમાં રહયો હોય તેવાં શકુનો તેના મોંમાથી નીકળે છે. બાળક૰ ની કાન્ત, બુદ્ધિ, ગુણ, રૂપ, લાવણ્યતા, વગેરેનો સંબંધ ગર્ભના વખતમાં તેની માતાએ આનંદમય જીંદગી ગુજારી હોય તે સાથે બહુધા રહેલો છે એવું આર્ય શાસ્ત્રો સૂચવે છે.



## વાર્તા ૫૪.

### ઢોંગી તપસીને દુર્વાસા રૂષિનો શાપ

અયોધ્યાની ગાદી ઉપર રામચંદ્રજી રાજય કરતા હતા, તેમણે અશ્વમેધ યજ્ઞ આદર્યો. યજ્ઞમંડપને સુશોભિત રીતે શણગારવામાં આવ્યો હતો, અને દેશ પરદેશનાં

રાજા રાણીઓ તેમાં ભાગ લેવાને હાજર થયાં હતાં. એક તરફ ગુરુ વસિષ્ઠ અને બીજી તરફ મુનિ અગસ્ત્ય યજ્ઞની ક્રિયા કરાવતા હતા. પવિત્ર સરયૂ નદીમાંથી આણેલા જળવડે યજ્ઞના અશ્વને રામચંદ્રજીએ સ્નાન કરાવ્યું. પછી તેની પૂજા કરી અશ્વની કેશવાળી પકડી રામચંદ્રજીએ તેની પીઠ પોતાના હાથ વડે થાબડી એટલે એક ભારે કૌતુક થયું. અશ્વ તરત જ સુશોભિત વસ્ત્રાલંકારથી દેદીપ્યમાન થયેલો પુરુષ બની ગયો, જે આશ્ચર્યથી સઘળા સભાજનો વિસ્મિત થયા. ભગવાન તો તેમ થવાનું કારણ જાણી રહ્યા હતા, પણ સભાજનોની ઇચ્છા તૃપ્ત કરવાને તેમણે એ દેવાંશી પુરુષને પૂછ્યું કે 'હે આર્ય ! તમે કોણ છો ?' ત્યારે તે બે હાથ જોડી નમ્રતાથી બોલ્યો કે 'પ્રભુ, હું કોણ છું અને અશ્વ ફીટી પુરુષ કેમ થયો તે વાત આપનાથી તો અજાણી નથી પણ સૌ સભાજનોની જિજ્ઞાસા તૃપ્ત કરવા સારૂ હું મારી હકીકત કહી સંભળાવું છું.' એમ કહી તેણે નીચે પ્રમાણે પોતાનું વૃત્તાંત સંભળાવ્યું:—

"મહારાજ, હું બ્રાહ્મણનો પુત્ર હતો પણ વેદનો અભ્યાસ મેં સારી રીતે કર્યો ન હોતો તથા વિદ્વત્તાનો અને વેદવિધિમાં નિપુણતાનો હું જ્યાં ત્યાં બહુ ડોળ કરતો, અને ભોળા અજ્ઞાન લોકો મારા દંભને લીધે મને પૂજતા. એક સમયે એવું બન્યું કે આ જ સરયૂ નદીને તીરે એક મોટો મેળો ભરાયો. નદીને કાંઠે ઠામ ઠામ આશ્રમો અને અગ્નિકુંડો રચાયા. કોઇ સ્થળે વેદનો

અભ્યાસ થતો તો કોઇ સ્થળે હોમ, હવન અને તપ, જપ ને ધ્યાન બ્રાહ્મણો કરવા લાગ્યા. કોઇ કોઇ ઠેકાણે કથા વાર્તાઓ લોકોને સંભળાવવા લાગ્યા. આમ ચોતરફ વેદવિધિનું દિગ્દર્શન થવા લાગ્યું, એટલે મેં પણ એક યજ્ઞકુંડ રચ્યો અને અગ્નિહોત્રી થઇ મેં પણ અગ્નિ પ્રકટયો. મારા ઢોંગને નહિ જાણનારા ભોળા મનુષ્યો ત્યાં એકઠા થયા. મને કાંઇ વિધિ આવડે નહિ, એટલે અમસ્થો હોઠ ફફડાવતો હું ક્રિયાકાંડનો ઢોંગ કરવા લાગ્યો. હવે મારી ધૂર્તવિદ્યાનું અનિષ્ટ ફળ ચાખવાનો પ્રસંગ આવી બન્યો. મહામુનિ દુર્વાસા તે મેળામાં ફરતા ફરતા અને ઠામેઠામ હોમહવન જોતા જોતા મારી પાસે આવી ઉભા. તેમનાથી કાંઇ અજાણ્યું નહોતું, તેથી મારો ઢોંગ તે પારખી શકયા. આથી ક્રોધે ભરાઇ તેમણે મને કહ્યું કે 'અલ્યા ઢોંગી બ્રાહ્મણ! તું મનુષ્ય-યોનિને પાત્ર નથી, તારી ધૂર્તવિદ્યાથી તું પશુ થઇશ.' એવો મને શાપ આપ્યો એટલે હું તરત જ ઉભો થઇ દયામણે મોઢે તેમની દયા માગવા લાગ્યો. મુનિને દયા ઉત્પન્ન થવાથી તે બોલ્યા કે 'હાસ તો તું પશુયોનિ પામીશ પણ ભગવાન રામચંદ્રજીના અશ્વમેધ યજ્ઞ વખતે ભગવાન તારી પીઠ ઉપર હાથ મૂકશે ત્યારે તારો ઉદ્ધાર થશે.'

"હે સભાજનો! તમે નજરે જોયું તેમ ભગવાનની કૃપાથી મારો ઉદ્ધાર થયો છે" એમ કહેતાંની સાથે તે પુરુષ દિવ્ય સ્વરૂપે સ્વર્ગ તરફ સીધાવ્યો. હવે યજ્ઞ પૂરો

શી રીતે કરવો તેની મૂંઝવણ ઊભી થઇ એટલે ગુરૂ વસિષ્ઠ બોલ્યા કે આ કપૂરનો કડકો યજ્ઞમાં હોમવાથી યજ્ઞ સંપૂર્ણ થશે. તે મુજબ કપૂરને હોમવામાં આવ્યું એટલે યજ્ઞના દેવો સૌ સૌનો ભાગ લઇ તૃપ્ત થયા.

( રા૦ ઉ૦ કાં૦ અ૦ ૮૮. )

**સાર**

દુર્ગુણને માટે શિક્ષા અને સદ્દગુણને માટે ઈષ્ટ ફળ એ આર્યશાસ્ત્રોએ બતાવેલો યોગ્ય બદલો છે. ઢોંગ કરી ભોળી દુનિયાને છેતરવી એ મહા પાપનું કર્મ છે. એવા લોકો હીનતા પામે છે અને પરિણામે દુઃખી થાય છે. આ વાતના ઢોંગી બ્રાહ્મણને મનુષ્ય જેવી કિંમતી યોનિમાંથી ઢોંગને લીધે પશુ થવું પડયું.

---

## વાર્તા ૫૫.

### શુક અને સીતા.

જનકપુરના જનક રાજાને ત્યાં સીતાજી ૭ વર્ષની નાની ઉમરનાં હતાં ત્યારે એક દિવસ સખીઓ સંગાતે વનમાં રમવાને ગયાં હતાં. વનમાં હરતાં ફરતાં અને રમતાં રમતાં જાત જાતનાં પુલો અને ફળો જ્યાં ત્યાં સૌ કન્યાઓ વીણતી હતી. એવામાં એક પોપટ અને મેના ઝાડ ઉપર વાતો કરતાં સીતાજીના સાંભળવામાં આવ્યાં. પોપટ વાત કરતો હતો અને મેના સાંભળતી હતી. પોપટની વાતમાં મીઠાશ ઉપજવાથી સીતાજી

ઝાડ નીચે ઉભાં ઉભાં ધ્યાન દઇ તેની વાત સાંભળવા લાગ્યાં. પોપટ બોલ્યો કે " અયોધ્યાના દશરથ રાજાને રામચંદ્રજી નામે રાજકુમાર છે તે જનકપુરના રાજા જનકવિદેહીની પુત્રીને સ્વયંવરમાં શિવનું ધનુષ્ય ભાંગીને વરશે. પણ રાજા દશરથે તેની એક રાણી કૈકેયીને બે વચન આપેલાં છે, તે વચનમાં કૈકેયી રામચંદ્રજી માટે વનવાસ અને પોતાના દીકરા ભરત માટે અયોધ્યાનું રાજ્ય રાજા દશરથ પાસે માગશે. પછી રામચંદ્રજી તથા સીતાજી અને તેમના એક ઓરમાન ભાઇ લક્ષ્મણજી ત્રણે જણાં વનમાં ચાલી નીકળશે, અને વનવાસ દરમ્યાન લંકાનો રાજા રાવણ સીતાજીને હરી જશે."

આ વાત સીતાજી કાન દઇને સાંભળતાં હતાં અને તેમાં તેમને ઘણો રસ પડયો હતો એવામાં પોપટે વાત બંધ કરી. હવે પછી પોપટની વાત માંહેની સીતાનું શું થશે અને તે સીતા તે કોણ એ જાણવાની બાળક સીતાજીની અધીરાઇ અતિશય વધી ગઇ. તેથી તે લાગલાં જ વનની દેખરેખ રાખનાર વનરક્ષક પાસે દોડી ગયાં અને તેને કહ્યું કે ' પેલા ઝાડપર બેઠેલાં પોપટ અને મેનાને જાળ નાંખીને પકડી મારા હાથમાં દે. ' વનપાળે તેમ કર્યું, અને પોપટ તથા મેના સીતાજીને હાથ પડ્યાં અધીરાં બનેલાં સીતાજી પોપટને કહેવા લાગ્યાં કે ' પેલા ઝાડપર મેનાને તું વાર્તા સંભળાવતો હતો તે સીતાની વાત તેં પડતી મૂકી છે ત્યાંથી મને આગળ કહી સંભળાવ, સીતાને લંકાપતિ

રાવણ ઉપાડી ગયો ત્યાં તેની શી દશા થઇ તે જાણવાને મને અતિ જિજ્ઞાસા છે.' પોપટે કહ્યું 'બાઇ! એ વાત મને એટલી જ આવડે છે. બુદ્ધિવગરનાં અમે પંખી જાત તેથી મને એ વાર્તા પૂરેપૂરી આવડતી નથી. એક સમયે મુનિ વાલ્મિકીના આશ્રમમાં અમે રહેતાં હતાં ત્યાં મુનિ તેમના શિષ્યોને ભણાવતા હતા તેમાંથી મેં મેનાને સંભળાવી તેટલી વાત મને યાદ રહી છે, માટે કૃપા કરી અમને છૂટાં મૂકો.' બાળહઠ લઇ બેઠેલાં સીતાજીને પોપટના બોલવાપર વિશ્વાસ રહ્યો નહિ, તેથી ધમકી આપી બોલ્યાં કે 'જો તું મને આખી વાત નહિ સંભળાવે તો તને અને તારી મેનાને પાંજરામાં પુરી રાખીશ.' એમ કહી ચાકર પસે એક પાંજરૂં મંગાવ્યું અને પાંજરાનું બારણું ઉઘાડી જેવાં તે બંનેને અંદર ઘાલવા જાય છે તેવો જ પોપટ જોર કરી સીતાજીના હાથમાંથી છૂટો થઈ નાસી ગયો, પણ ગરીબ બીચારી મેના જે તે વખતે ગર્ભવતી હતી તે જોર કરી ઉડી શકી નહિ. તેથી તે પાંજરામાં ફસાઇ પડી. તેને જેવી પૂરવામાં આવી કે તરત જ તેણે પ્રાણ મૂક્યા. મેનાને મુએલી જોઇ સીતાજીને ઘણો પશ્ચાત્તાપ[1] થયો, પણ થયું ન થયું શી રીતે થાય? આખરે તેમણે પાંજરામાંથી મેનાનું મડદું બહાર કાઢ્યું. એ સઘળું આકાશમાર્ગે રહેલો પોપટ જોતો હતો તે પોતની વહાલી સ્ત્રીને મરણ પામેલી જોઇ નિરાશ થઇ પંથે પડયો. હવે પોપટે વિચાર

---

૧. પસ્તાવો.

કર્યો કે 'પત્ની-વિયોગથી દુઃખી થયેલો હું હવે જીવીને શું કરીશ?' એમ વિચાર કરી તે એક તીર્થસ્થાને ગયો અને ત્યાં પાણીમાં પડી દેહત્યાગ[1] કર્યો. મરતી વખતે તેણે સીતાજીને શાપ દીધો કે 'જેમ હું પત્ની-વિયોગે દુઃખી બની ઝુરીઝુરી[2] મરૂંછું તેમ તું પણ ગર્ભવતી થઈશ ત્યારે પતિવિયોગ પામીશ અને પતિ-વિરહ[3] ન વેઠાતાં દુઃખી થઇ ઝુરી ઝુરી મરીશ' દુર્ભાગ્યે બન્યું પણ એવું કે સીતાજીને ગર્ભ રહ્યો હતો તે વખતે રામચંદ્રજીએ તેમનો ત્યાગ કર્યો ને તેમને વનમાં મોકલી દીધાં, જ્યાં પતિવિયોગમાં તેમણે પોતાનું આયુષ્ય પૂરૂં કર્યું. એ રીતે સીતાજીને પોતાનાં દુષ્ટકર્મનું[4] ફળ મળ્યું અને પોપટનો કકળતી આંતરડીથી દેવાયેલો શાપ સફળ થયો, એ વાત રજક[5] અને રામચંદ્રજીની વાર્તામાં લખવામાં આવી છે. ( રા૦ ઉ૦ કાં૦ અ૦ ૨૯ )

## સાર.

'જેવું કરીએ તેવું પામીએ' એમ આર્યશાસ્ત્રો પોકારીને કહે છે. વિના અપરાધે કોઇને પણ આપણે શિક્ષા કરી હોય તો તેનું પાપ આપણને લાગે છે અને તેની લગભગ શિક્ષા ભોગવ્યા વગર આપણો છુટકો થતો નથી જો કે રામચંદ્રજી સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન ભગવાનનો અવતાર હતા અને સીતાજી સર્વવ્યાપક શક્તિ દેવીનું સ્વરૂપ હતાં તોપણ પોતે કરેલાં અપકૃત્યનો[6]

---

૧. શરીર છોડી દેવું. મરી જવું. ૨. રીબાઇ રીબાઇને. ૩. વિયોગ. ૪. ખોટું કામ. ૫. ધોબી. ૬. ખરાબ આચરણ.

અનિષ્ટ બદલો તેમનાં જેવાં મહાન જનોને પણ ભોગવવો પડયો. અથવા બીજા શબ્દોમાં કહીએ તો સારા નરસા કર્મના બદલામાં સુખ-દુઃખ રૂપ ફળ પ્રાણીમાત્રને ભોગવવાં પડે છે, પછી તે રંક હોય કે રાજા, માનવ હોય કે દેવ. તે પરમાત્મા રામચંદ્રજી અને શકિત શ્રી સીતાજીએ જગતના જીવોને પોતાના જ દૃષ્ટાંતથી[1] બતાવી આપ્યું છે.



## વાર્તા ૫૬.

### પારધિ[2] અને હોલી.

કોઇ એક પારધિ હતો તે જેવો વાને[3] કાળો હતો તેવાં જ તેનાં કૃત્યો કાળાં હતાં. અનાથ[4] અને અ-બોલ પશુ પક્ષીઓના જ્યાં ત્યાં પ્રાણ હરવા એ જ તેનો ધંધો હતો. તેથી તેનું હૃદય પાષાણવત્[5] કઠોર થઇ ગયું હતું. એક દિવસ શીકાર નિમિત્તે તે વગડામાં ફરતો હતો ત્યારે એકાએક વાદળાં ચઢી આવ્યાં અને પવનના તોફાન સાથે ભારે વરસાદ પડયો. ઠેકાણે ઠેકાણે ખાડા ખાબો-ચીયાં અને ખો પાણીથી છલી રહ્યાં, અને આખો વગડો જળમય થઇ રહ્યો. વરસાદ અને પવનના એ ઝપાટામાં એક હોલી આવી જવાથી તે ટાઢથી ઠુંઠવાઇને મરણતોલ થઇ જમીન ઉપર પડી હતી તે આ પારધિની નજરે પડી. તેના હમેશના ક્રૂર સ્વભાવ મુજબ પારધિએ

૧ દાખલો. ૨ શીકારી. ૩. વર્ણે, રંગે. ૪. ન ધણીયાતા. ૫. પથ્થર જેવું.

તેને ઉચકી લઇ પોતાની સાથે રાખેલા એક પાંજરામાં પૂરી દીધી. પારધિ પોતે પણ વરસાદથી ભીંજાઇને ઠરી ગયો હતો અને કોઇ આશ્રયસ્થાન[1] શોધતો હતો. ફરતાં ફરતાં તે એક જબરા વડ પાસે આવી પહોંચ્યો અને થાકી ગયેલો હોવાથી આ ઘટાદાર વડ નીચે રાત ગાળવાનો તેણે મનમાં નિશ્ચય કર્યો.

એવું બન્યું કે જે હોલીને તેણે પકડી હતી તે આ જ વડમાં તેના પતિ સાથે માળો બાંધી લાંબી મુદત થયાં વાસ કરી રહેલી હતી. રાતનો વખત થયો તોપણ હોલી પાછી ફરી નહિ તેથી વરસાદના તોફાનમાં તે મરી ગઇ હશે એમ ધારી તેનો નર પત્નીવિયોગના દુઃખથી વિલાપ કરવા લાગ્યો. તે બોલ્યો કે 'હે સુસ્વરવાળી પ્રિયા ! તારૂં શું થયું હશે ? તું સુખી હોઇશ કે દુઃખી ? તારા વિના આ એકાંત જંગલમાં મારૂં જીવતર મને ભારરૂપ થઇ પડશે તારા એક પછી એક સદ્‌ગુણો યાદ આવતાં તારા વિયોગથી પેદા થતું દુઃખ મારા હૃદયને કીડાની માફક કરકોલી[2] ખાય છે. શાસ્ત્રકારો કહે છે કે 'ગૃહિણી[3] એ જ ઘર છે; ગૃહિણી વિનાનું ઘર કાંઇ કામનું નથી; એને તો શ્મશાન જ ગણવું', એ મને યોગ્ય જ લાગે છે. હવે હું કયાં જાઉં ? શું કરૂં ? તને કયાં શોધું ? મારૂં મન મુંઝાય છે અને મને સુખ કે ચેન પડતું નથી.' વિયોગી પતિનો દુઃખી

---

૧. આશરો મેળવવાની જગ્યા. ૨. કોતરી ખાઇ; કોરી ખાઇ. ૩. પત્ની.

આલાપ[૧] સાંભળી પાંજરામાં રહી રહી હોલ્લી વિચાર કરે છે કે 'અહો! સદ્‌ભાગ્ય[૨] મારાં કે હું મારા પતિની સંપૂર્ણ પ્રીતિપાત્ર[૩] છું. પતિની પ્રીતિથી બંધાયેલી એવી મને આ કેદખાનું પણ દુઃખી કરવાને સમર્થ નથી. પણ બીજો બધો વિચાર કરતાં પહેલાં આ દુઃખમાં આવી પડેલા પારધિની યથાશક્તિ પરોણા ચાકરી ઉઠાવવાને મારે તત્પર થવું જોઇએ. આતિથ્યનું[૫] પુણ્ય શાસ્ત્રોમાં મોટું કહેલું છે, તે મેળવવાની આ અમૂલ્ય તક સદ્‌ભાગ્યે આજે મને અને મારા પતિને મળી તે જો હું ચૂકીશ તો આ મારા જીવિતનો મેં વ્યય[૬]જ કર્યો ગણાશે. આ વિચારથી દોરાયેલી હોલ્લીએ પછી પાંજરામાં રહ્યે રહ્યે પોતાની ભષામાં મોટે સ્વરે પોતાના પતિને સૂચવ્યું કે 'આ આપણો અતિથિ[૭] દુઃખી હાલતમાં છે તેની બને તે પરોણાગત[૮] કરો.' પોતાની પ્રિયાના શબ્દો કાને પડતાં હોલ્લો ઘણો હર્ષમાં આવી ગયો અને લાગલો જ અતિથિ સન્મુખ આવી તેને નમ્રવાણીથી વિનવવા લાગ્યો કે 'હે સુભાગી નર! આજે અમારે ત્યાં પધારી અમારૂં જીવતર તમે સફળ કર્યું છે, આપની જે ઇચ્છા હોય તે કહો એટલે મારાથી બને તે સેવા ઉઠાવું.' પારધિએ જવાબ દીધો કે 'હે પુણ્યશાળી પ્રાણી, હું ટાઢથી ઠુંઠવાઈ ગયો છું. અગ્નિ કરી મને તપાડો તો સારૂં.' પછી હોલ્લો ઝાડનાં કેટલાંએક સૂકાએલાં પાંદડાં વીણી

૧. સ્વર. ૨. સારૂં નસીબ. ૩. પ્રેમ મેળવનાર. ૪. તયાર. ૫. મેમાનગીરી કરવી તે. ૬. નકામું ખરચી નાંખવું. ૭. પરોણો. મેમાન. ૮. મેમાનગીરી, આતિથ્ય.

લાવ્યો અને તેનો એક મોટો ઢગલો પારધિના મો આગળ કર્યો. તેમાંનું એક પાંદડું ચાંચમાં ઘાલી હોલ્લો પાસેના કોઇ ગામમાં ગયો અને ત્યાંથી તે ઉપર દેવતાની એક ચીણગારી લઇ આવ્યો. પછી પાંડડાં સળગાવી પારધિ ખુબ તાપ્યો એટલે તેનાં ઠુંઠવાઇ ગયેલાં અંગ છુટાં થયાં. પછીતે હોલ્લો અતિથિ માટે કાંઇ ખાવાનું શોધી લાવવા જંગલમાં બહુએ ફર્યો પણ કાંઈ મળ્યું નહિ. તેથી થાકીને તે પાછો પોતાને સ્થાને આવ્યો, અને પારધિને કહેવા લાગ્યો કે 'હે પુજ્ય[1] અતિથિ, આપને ભૂખ્યા જોઇ અમારા જીવને ઉદ્વેગ[2] થાય છે, અમે કમનસીબ ક્ષુદ્ર પ્રાણી તમને શું ભોજન કરાવી શકીએ ? અને આંગણે આવેલો પરોણો ભુખ્યો રહે તેથી યજમાનને મહાપાતક[3] લાગે છે, માટે આ મારો દેહ[4] શા કામનો છે ? હું તે આપને અર્પણ કરૂં છું " એમ કહી અગ્નિને ફરતા ત્રણ ફેરા ફરી તે તેમાં પડ્યો. અતિથિ પ્રત્યે હોલ્લા જેવા એક તુચ્છ પ્રાણીનો આટલો બધો પ્રશંસનીય પુજ્યભાવ જોઇ પારધિ તો ઘડીભર સ્તબ્ધ[6] થઇ ગયો. તે બોલ્યો કે 'હે દેવાંશી પ્રાણી ? આતિથ્યધર્મનો આથી વધારે ઉચ્ચ દાખલો તો મનુષ્યમાં પણ મળવો મુશ્કેલ છે. અતિથિને માટે સ્વાત્માર્પણ કરવા સુધી તેં તારો ધર્મ બજાવીને મારૂં ગુરુપદ લીધું છે. " તેણે પછી વિચાર કર્યો કે "ધિક્કાર છે આ મારા જીવતરને ? મેં અનાથ અને અબેલ

---

૧. પૂજા કરવા જેવા. ૨. ખેદ. બળતરા. ૩ મોટું પાપ. ૪. શરીર. ૫. વખાણવાલાયક. ૬. હાલે ચાલે નહિ એવા, જડ. ૭. પોતાની જાતનું બળીદાન.

હજારે. પ્રાણીઓના વિના વાંકે જીવ લઇ આ મારા મનુષ્યદેહને કલંકિત[1] કર્યો છે, ત્યારે હોલ્લા જેવું એક હલકું પ્રાણી પણ અતિથિ ધર્મ બજાવતાં પોતાના દેહ ઉપર મમતા સરખી રાખતું નથી. હવે આજથી હું ક્રુર કર્મો કરવાં મુકી દઇશ અને દુઃખી અને અનાથ પ્રાણીઓને મારાથી બનશે તે મદદ કરવામાં મારી બાકીની જીંદગી ગાળીશ ?" એમ કહી તેણે પાંજરામાં પુરેલ હોલ્લીને છુટી મુકી દીધી. વિધવા થયેલી હોલ્લી મારો પતિ ગયો અને હવે મારે જીવીને શું કરવું છે એવો વિચાર કરી તે પણ પતિની સાથે બળી મુઇ. એ બન્નેના જીવ દિવ્ય સ્વરૂપ થઇસ્વર્ગને રસ્તે સીધાવતાં પેલા પશ્ચાતાપથી[2] કિંચિત્[3] શુદ્ધ[4] થયેલા પારધીએ નજરો નજર જોયા તે દિવસથી પારધીએ ઉદાસીન વૃત્તિથી[5] સત્કર્મોમાં પોતાના દિવસો ગાળવા માંડયા, અને કેટલેક કાળે અરણ્યમાં દાવાનળ પ્રકટી નીકળ્યો તેમાં તે બળી ભસ્મ થઇ ગયો.

( મહા૦ ભા૦ શા૦ પ૦ અ૦ ૨ )

## સાર.

અતિથ્યને ઉંચા પ્રકારનો ધર્મ[6] પૂર્વના આર્યો કેટલી હદ સુધી ઉંચો લઇ ગયા છે અને તેનું શુભ ફળ કેટલું બધું સર્વોત્કૃષ્ટ[7] છે તે આ વાત બતાવી આપે

૧. બદનામ. ૨. પસ્તાવાથી. ૩. થોડા ઘણા. ૪ ચોખ્ખા ૫. કશામાં મમતા કે મારાપણું એવું અભિમાન ન રહે એવી ઇચ્છા અથવા સ્થિતિ. ૬. ફરજ. ૭. સહુથી ઉંચું.

છે. વળી બુદ્ધિવગરનાં ક્ષુલ્લક[1] હોલા જેવાં પક્ષીઓ જ્યારે પોતાને મારનાર તરફ પણ આવું સારૂં વર્તન રાખી શકે છે તો આપણે કે જેની પાસે બુદ્ધિરૂપી અમૂલ્ય[2] રત્ન છે તે જો એવું વર્તન ન રાખીએ તો આપણે કેવાં ગણાઇએ એનો ખ્યાલ વાંચનાર જ કરી લેશે.

---

## વાર્તા ૫૭.

### રાવણ અને મંદોદરી.

અયોધ્યાના રાજા રામચંદ્રજી તેમની સ્ત્રી સીતા તથા ભાઇ લક્ષ્મણ સાથે પોતાના પવિત્ર સત્યવચની[3] પિતાનું વચન સિદ્ધ કરવા વનમાં સીધાવ્યા, અને ત્યાં ઝુંપડી બાંધી રહ્યા. એક સમયે રામ તથા લક્ષ્મણ પર્ણકૂટીથી[4] દૂર વગડામાં હતાં, અને સાધ્વી સીતા પર્ણકૂટીમાં એકલાં હતાં તે વખતે લંકાનો રાજા રાવણ ત્યાં આવ્યો અને સીતાને લંકામાં ઉપાડી લઇ ગયો. રામચંદ્રજી સૈન્ય સહિત લંકા ઉપર ચઢી આવ્યા, ત્યારે રાવણની સ્ત્રી મંદોદરીએ પોતાના પતિને આ પ્રમાણે શીખામણ આપીઃ-

'હે મહારાજ? સીતાને ઉપાડી લાવીને તમે મહા અનર્થ[5] આદર્યો છે. એ સતી અને સાધ્વી સ્ત્રી પૂર્વ

---

૧. નજીવાં, તુચ્છ. ૨. જેની કિંમત ન થઈ શકે એવું. ૩. બોલ્યું પાળનાર, કહ્યું કરી બતાવનાર ૪. ઝાડ પાંદડાંની બાંધેલી ઝુપડી. ૫ ખોટું કામ.

નો સૂર્ય પશ્ચિમમાં ઉગે, સમુદ્ર પોતાની મર્યાદા મૂકે, અને જમીન આસમાન એક થાય, તોપણ કદી તમારી થવાની નથી, એ સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર છે, અને એવી સતી સ્ત્રીને છંછેડીને તમે શો લાભ કાઢવાના છો? રામચંદ્રજી મહા સત્તાવાન્[1] પુરૂષ છે, જગત્‌ના જીવોના રક્ષક છે, સર્વશક્તિમાન વિષ્ણુ છે, તેમની સાથે લડાઇમાં ઊતરી લંકાના રાજ્યની પાયમાલી, આપણા કુળનો ક્ષય, અને તમારૂં પોતાનું અકલ્યાણ કાઇચ્છો છો? સર્પના દરમાં હાથ ઘાલવાથી સર્પદંશ સિવાય બીજું શું શુભ પરિણામ ધારી શકાય? તમારી બુદ્ધિ બગડી જણાય છે, તમારી વિધાત્રા અવળી થઇ બેઠી છે, તેથી તમને સારી સલાહ સવળી સુઝતી નહિ, વિચાર કરો કે તમારે શી કમી છે? જગત્‌ના જીવોને સુખદુ:ખ આપનારા નવે ગ્રહ તમારા દાસ થઇ રહ્યા છે, દિગપાળો[2] તમારાં દ્વાર સાચવે છે, રંભા જેવી અપ્સરાઓ તમારો રાજ્યદરબાર શોભાવી રહી છે, દેવોનો રાજા ઇંદ્ર પણ તમારે આધીન[3] છે, દેવોના ગુરૂ બૃહસ્પતિ તમારા ગોર થઇ રહ્યા છે, એવી રાજ્યલક્ષ્મી, અને એવી ઉંચી પદવી તમે આજે ભોગવો છો, તે છતાં કોણ જાણે તમને આવી કુબુદ્ધિ કયાંથી સુઝી કે કોઇને નહિ અને જગદંબા સતી સીતાજીને ઉપાડી આવ્યા? પણ હવે થયું તે ખરૂં. હજી બગડી વાત સુધારવાનો અવકાશ[4] છે. સીતાને લઇ જઇ તમે રામને

---

૧ શક્તિવાળા, ૨. દિશાઓનું રક્ષણ કરનાર. ૩ વશ ૪ વખત

પાછી સોંપી આવો, અને તેમની માફી માગો, તો હું તમને ખાત્રી આપુંછું કે એ ક્ષમાવંત[1] મહાપ્રભુ તમારા હજારો દોષો માફ કરશે, અને તમે નિર્ભયપણે તમારૂં રાજ્ય ભોગવવા ભાગ્યશાળી થશો. તમારો અસ્ત[2] થતો સૂર્ય પાછો ઝળકશે, અને આપણા કુળનો વિનાશ થતો અટકશે"

પતિવ્રતા પત્નીની શાણી શીખામણ રાજા રાવણને રૂચી તો ખરી. પણ મૂળે તે અભિમાનથી ભરેલો, અને વળી તેનો વિનાશ થવાનો વખત આવી લાગેલો; તેમ જ તેનાં આગલાં પાછલાં પાપકર્મનો ઘડો છેક ભરાઇ ગયલો, તેથી તે બોલ્યો કે " હે પ્રિયતમા, તમારા વચનો હું પ્રમાણ[3] કરૂંછું. રામચંદ્રજી સાક્ષાત્ પરબ્રહ્મ છે, સર્વ શક્તિમાન છે, કોઇથી જીત્યા જાય તેમ નથી, એ વાત હું સાચી માનુંછું; પણ તમે વિચાર કરો કે માણસનું વચન એક જ હોય છે. સારૂં કે નરસું જે બનવા કાળે બની ગયું તેનો પાછળથી શોક કે પશ્ચાતાપ જે કરેછે તે મરદ નથી, પણ કાયર પુરુષ છે. ભલે સીતાજી આપોઆપ લક્ષ્મી રહ્યાં પણ તેમને લઇ આવી મેં પુરુષાર્થ[4] કર્યો છે, અને હવે ઢીલે લમણે અને વીલે મોઢે સીતાને સોંપવા લઇ જાઉં એટલે જગત્માં મારી હાંસી અને મારો

---

૧. સહનશીલ. માફ કરવાના સ્વભાવવાળા. ૨. પડી જતો, આથમી જતો. ૩. માન આપુંછું. ખરા માનુંછું. ૪. મરદાની પરાક્રમ

અપજશ કેટલાં વિસ્તરે તેનો તમે ખ્યાલ કરો. હું જાણુંછું કે રામચંદ્રજી સાથે યુદ્ધ[1] કરી હું ફાવવાનો નથી, પણ તેથી શું ? એ પ્રભુને હાથે મારૂં મોત થશે, તોપણ મારૂં જીવિત સફળ થશે; માટે રાજ્યનું કે લંકાનું, કુટુંબનું કે પરિવારનું. અને તમારૂં કે અંતે સીતાનું ગમે તે થાઓ, પણ હું કદી સીતાને પાછી સોંપનાર નથી એમ નક્કી માનજો."

રાવણના આ બોલો સાંભળી મંદોદરીએ મનમાં ગાંઠ વાળી કે રાજા કેમે કર્યા સમજે તેમ નથી, માટે જે ભાવી બનવાનું હશે તે બનશે, એમ વિચાર કરી પોતાના આવાસ તરફ ચાલી નીકળ્યાં.

( રા૦ યુ૦ કાં૦ અ૦ ૪ તથા ૧૩. )

## સાર.

અહંકાર અને અણસમજણથી કેટલાક મૂર્ખ માણસો રાવણની પેઠે ગધાપુંછ પકડી રાખે છે. ભૂલથી થઇ ગયેલું કૃત્ય ખોટું છે એમ જાણ્યા છતાં પણ તે સુધારતાં ' મોટો અપજશ થાય છે ' એવો સમજવગરનો ખ્યાલ લઇ નીતિનો સારો અને સાચો રસ્તો ગ્રહણ કરતાં લજવાય છે. મંદોદરીના જેવું કોઇ હિતની શીખામણ આપનાર મળે છે, તોપણ તે સલાહ ગણકારતા નથી ને ખોટે રસ્તે મંડયા રહેવામાં રાવણ બતાવે છે એવા તકલેદી બચાવ કરવામાં પોતાની બુદ્ધિનો દુરુપયોગ

---

[1] લડાઈ.

કરે છે. ઉપલ્યો રસ્તો ગ્રહણ કરવાથી કદાચિત્ શોવણુ ધારે છે તેમ એનું કલ્યાણુ થયું હોય તોપણુ તે ' કમોતે કલ્યાણુ કમાયો ' અને અપયશનો ગાંસડો બાંધ્યો તે નફામાં. એના કરતાં નીતિને રસ્તે ચાલીને પરમાત્માની પ્રીતિ ને પરમ કલ્યાણુ, તેમ જ પરમ પવિત્ર યશ ને પુણ્યશાલી નામ સહેજમાં સદેહે પ્રાપ્ત કરત. તેથી ડાહ્યા માણુસોની રીત હોય છે કે ' ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો, ' અને થયેલી ભૂલ જાણુમાં આવતાં તરત જ સુધારી લેતાં શરમાતા નથી, તેનું ફળ એ થાય છે કે પછી ખોટા કૃત્યનાં વધારે બુરાં ફળ તેમને ભોગવવાં પડતાં નથી.

---

## વાર્તા ૫૮.

### લોમશ ઋષિ અને મહીજિત રાજાની પ્રજા.

[1]દ્વાપરયુગમાં માહિષ્મતી નામે નગરમાં મહીજિત નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજા પ્રજા ઉપર બહુ પ્રેમ રાખતો, અને તેમને સુખી જોવાને હમેશાં ચિંતાતુર રહેતો તેથી તેણે ઘણા કર વેરા ઓછા કરી નાંખ્યા હતા, અને પોતાના ભંડારમાં પ્રજા પાસેથી આવતો પૈસો અનીતિને રસ્તે દાખલ થવા ન પામે તેને માટે હર હમેશ બહુ કાળજી રાખતો. રાજાના આવા ન્યાયી વર્તનથી પ્રજા આબાદ,

---

૧. જે સમયમાં બે ભાગ ધર્મના અને બે ભાગ અધર્મના દુનીયામાં ચાલતા હતા તેટલા કાળને આપણા શાસ્ત્રકારો દ્વાપરયુગ તરીકે ઓળખે છે.

અને સર્વ પ્રકારે સુખી હતી તેથી તે પાસની ચિંતા દૂર થઇ હતી. પણ રાજાને પેટે કાંઇ સંતાન નહોતું, તેથી રાજા ઉદાસ રહેતો, અને પાકી ઉમ્મર થવા છતાં કાંઈ સંતાન થયું નહિ, તેથી એક દિવસ પ્રજાના આગેવાનોને બોલાવી તેણે કહ્યું, 'સજ્જનો, મારી ઉમર હવે દિવસે દિવસે પાકતી જાય છે તોપણ મારી પાછળ ગાદી-વારસ મૂકી જવાને હું ભાગ્યશાળી થયો નહિ. તેથી મારી વૃત્તિ આ રાજ્ય અને સંસાર ઉપરથી ઉઠી ગઇ છે, મને બધું કેવળ નીરસ લાગે છે. રાજપાટ મને ગમતું નથી, અને રાજ્યવહીવટ ચલાવ-વામાં મારૂં ચિત્ત બરોબર ચ્હોંટતું નથી. રાજવૈભવ અને રાજલક્ષ્મી હવે મને સમુદ્રજળ જેવાં ખારાં લાગે છે. માટે હે નગરજનો!' તમે તમારે માટે કોઈ યોગ્ય રાજા નીમી મને રજા આપો કે જેથી હું અરણ્યમાં જઇ ઇશ્વરભજનમાં મારૂં બાકી રહેલું આયુષ્ય સન્માર્ગે ગાળું." રાજાનાં એવાં નિરાશાભરેલાં વચનો સાંભળી નાગરિકોને[1] ઘણો સંતાપ થયો. તેઓએ વિચાર્યું કે મહીજિત જેવો પ્રજાપ્રેમી રાજા ભવિષ્યમાં આપણને મળવો મુસ્કેલ છે. એના વખતમાં સલાહ શાંતિ અને આબાદી આપણે ભોગવતા આવ્યા છીએ. એવા નરેશના[2] જવાથી આપણું ભાવિષ્ય વિધિના[3] હાથમાં આપણે સોંપવાનું રહ્યું. આવા એક પછી એક કુવિચારો પ્રજાજનોને આવવા લાગ્યા તેથી તેઓ હાથ જોડી સવિનય પ્રાર્થના કરવા લાગ્યા કે, 'હે ! પ્રજાપાલક નરેશ, આપના ઉદાસીભરેલા ભાષણથી અમારા હૃદયમાં ખેદ પેદા થાય છે, આપે અમને દીકરા દીકરીનીપેઠે રાખ્યા છે એ સંબંધ છોડીને

---

૧. નગરવાસીઓ. ૨. રાજા. ૩. નસીબ.

અરણ્ય-વાસ કરવાની આપ રજા માગોછો, તો પછી અમને કોને આશ્રરે મૂકોછો ? પૂર્વ જન્મનાં અમારા પાપયોગે કરી આપનો વાત્સલ્યપ્રેમ ખોઇ બેસવાથી અમે મહા કષ્ટમાં આવી પડવાના તેનો આપે ખ્યાલ કરવો જોઇએ. આપનું શોકશલ્ય[1] દૂર કરવાનું ઇશ્વરહસ્તક છે, તથાપિ અમારાથી બને તેટલી મહેનત કરવાની તક આપે અમને આપવી ઘટે છે. અમારા દુષ્કર્માનુસારે અમે અમારા યત્નમાં નિષ્ફળ જઇએ, તો પછી આપને ઇચ્છાનુસાર વર્ત્તવાનો વખત તો પાછળથી રહેલો જ છે, માટે કૃપા કરી અમને થોડી મુદત આપશો ?'

પ્રેમી પ્રજાની વ્યાજબી દલીલો સાંભળીને રાજાથી પ્રજાની માગણીની ના પાડી શકાઈ નહિ. તેથી થોડી વધારે મુદત રાજ્યાસનપર રહેવા હા કહી પ્રજાજનનાં મન પ્રસન્ન રાખ્યાં. પછી શાસ્ત્રમાં નિપુણ અને રાજભક્તિવાળા બ્રાહ્મણો અને બીજા લોકો વનમાં ગયા. કોઇ મહાત્માની શોધમાં ફરતાં ફરતાં કોઇ એક દિવસે તેઓ લોમશઋષિના તપોવનમાં આવી પહોંચ્યા. આ તપસ્વી ઋષિનો પ્રતાપ એટલો બધો ઉગ્ર હતો કે એક કલ્પ વીતે ત્યારે તેમના શરીરપરનો એક વાળ (લોમ) ખરતો, અને તેટલા પરથી તેમનું નામ લોમશ-ઋષિ પડ્યું હતું. આવા ઉગ્ર પ્રભાવવાળા મહાત્માના મળવાથી સૌ બહુ હરખાયાં. પછી તેઓએ વનમાં ફરવાનું કારણ, અને પોતાના તથા પોતાના રાજા ઉપર આવી પડેલા મહાસંકટની વાત મુનિને કહી સંભળાવી. રાજા પ્રજા વચ્ચેનો એવો શુદ્ધ પ્રેમ જોઇ ઋષિ બહુ પ્રસન્ન થયા. તેમણે પ્રજાના લોકોને

---

૧. શોકરૂપી બાણ.

ચાતુર્માસમાં[1] પુત્રદા નામની એકાદશીનું વ્રત કરવા આજ્ઞા કરી. લોકો બહુ રાજી થયા, અને હસતે વદને ઘેર આવ્યા. પછી પુત્રદા એકાદશીનો દિવસ આવતાં તેઓએ દૃઢ શ્રદ્ધાથી તે વ્રત યથાવિધિ કર્યું, અને બીજે દિવસે તેનું ફળ રાજાને જઇ આપ્યું. એ ફળથી રાણીને ગર્ભ રહ્યો, અને એક સુંદર અને સુભાગી પુત્ર પ્રસવ્યો. એ પ્રમાણે રાજાપ્રજાનું દુઃખ દૂર થતાં સૌ આનંદ મંગળ કરવા લાગ્યાં. (ભ૦ ઉ૦ પુ૦ પુત્રદા એ૦ મહાત્મ્ય.)

### સાર.

રાજા અને પ્રજાનો ધર્મ અરસપરસ માતાપિતા અને છોરૂનો છે. તેઓ સૌ સૌના અધિકાર પ્રમાણે ધર્મ બજાવતા રહે તો ઉભયને સુખની પ્રાપ્તિ થાય છે. સંકટના સમયમાં રાજાએ પ્રજાની વ્હાર કરવી, અને પ્રજાએ અંગમહેનત કે ઇશ્વરપ્રાર્થનાથી કે વિદ્યાકળાથી રાજાનું દુઃખ દૂર કરવા મથવું એ રાજા-પ્રજા બન્નેના હકમાં લાભદાયક નિવડે છે એમ આપણે આ વાર્તામાંથી સાર લઇ શકીએ છીએ.

---

## વાર્તા ૫૯.

### શરભંગઋષિ અને તેનો વ્યાધ.

કોઇ એક શરભંગ નામના ઋષિ વનમાં આશ્રમ કરી રહ્યા હતા. પૂર્વ કર્મના પાપને લીધે તેમનો દેહ ગળતકોઢથી

---

૧. અષાઢ, શ્રાવણ, ભાદ્રપદ, અને આશ્વિન એ ચાર માસ તે ચાતુર્માસ કહેવાય છે. ચોમાસુ શબ્દ ચાતુર્માસ ઉપરથી આવ્યો છે.

પીડાતો હતો; રુધિર અને પરૂથી આખું શરીર દુર્ગંધમય થઈ રહ્યું હતું; એવામાં રામચંદ્રજી વનમાં ફરતા ફરતા સીતા તથા લક્ષ્મણજી સાથે એ આશ્રમે આવી પહોંચ્યા. તેમના આવવાના ખબર જાણી શરભંગ બહુ આનંદ પામ્યા, પણ ભગવાન રામચંદ્રજીને આવા દુર્ગંધમય શરીરથી કેમ ભેટાય? એવા વિચારથી પોતાને બેસવાની એક ગોદડી હતી તેમાં સઘળો રોગ મૂકી આશ્રમને એક ખુણે તે ગોદડી નાંખી રાખી, અને પોતે સુંદર દેહે ભગવાનને ભેટવા તૈયાર થઈ રહ્યા એવામાં ભગવાન ત્યાં આવી પહોંચ્યા, એટલે તેમનાં દર્શન કરી શરભંગ ઘણી પ્રીતીથી ભેટ્યા. પછી લક્ષ્મણજી અને સીતાજી પણ મળ્યાં. આસપાસના આશ્રમોમાંથી બીજા મુનિઓ પણ ભગવાનનાં દર્શન કરવા ત્યાં આવી લાગ્યા. સૌ બેઠા છે, એવામાં લક્ષ્મણજીની નજર પેલી ગોદડીપર પડી. એ ગોદડીમાં શરભંગે પોતાના શરીરનો રોગ મૂકવાથી તે થરથર કંપતી હતી. એ જોઇ લક્ષ્મણજીને મુનિને પૂછ્યું કે 'પેલી ગોદડીમાં તમે શું ઢાંકેલું છે'? મુનિએ ઉત્તર આપ્યો કે પૂર્વજન્મનાં પાપકર્મને લીધે હું ગળતકોઢથી પીડાઉં છું, પણ આપના પધારવાની ખબર મળતાં, મારો રોગ મારા દેહથી દુર કરી એ ગોદડી તળે મેં ઢાંક્યો છે, તેથી તે હાલે છે. રાજા કે રંક, મુનિ, સન્યાસી, ઇંદ્ર, બ્રહ્મા, સૌ કોઇ પોતાનાં પાપકર્મનાં ફળ ભોગવે છે ત્યારેજ તેમનો છુટકો થાય છે. તેમ ઘડીભર મેં મારા રોગને દૂર મૂક્યો છે પણ આપ પધારશો એટલે પાછો મારે એ રોગ લેવો પડશે તે વિના મારો છૂટકો નથી. પછી ભગવાન રામચંદ્રજીએ ઋષિને પૂછ્યું કે 'તમારે કાંઇ ઇચ્છા હોય તે કહો.' ઋષિ બોલ્યા 'મહારાજ, એક વખત ઉના

પાણીથી નહાવાની મારી ઇચ્છા છે, પછી આ મારો દેહ તજી હું ચાલ્યો જઇશ ' ઋષિની એ ઇચ્છા બર આણવા ભગવાને પાતાળમાં એક બાણુ ફેંક્યું, એટલે ઉના પાણીનો પ્રવાહ ખળખળ કરતો બહાર નીકળ્યો અને તેનો એક કુંડ ભરાયો. તેમાં ઋષિ નહાયા એટલે તેમનું દિવ્ય સ્વરૂપ થયું; અને વિમાનમાં બેસી સ્વર્ગે સીધાવ્યા. એ પ્રમાણે ઋષિ શરભંગનો રોગ ભગવાન રામચંદ્રજીની કૃપાથી દૂર થયો, અને તેમના જીવાત્માનો ઉદ્ધાર થઇ તે અવિચળ સુખમાં ગયો, પરમાત્મામાં મળી ગયો. (રા૦ અરણ્ય૦ કાં૦ અ૦ ૩૦).

## સાર.

સારાં કે નરસાં કૃત્યનું સારૂં અથવા નરસું ફળ મોટા તપસ્વી જનોને પણ ભોગવવું પડે છે. જો કે શરભંગ ઋષિ ભગવાનની કૃપાને લીધે થોડો વખત રોગને દૂર રાખી શકયા, તથાપિ તે ભોગવ્યા વિના તેમનો છૂટકો નહોતો થયો. પણ એટલામાં તેમના જીવાત્માનો ઉદ્ધાર થવાથી તેમનાં સર્વ દુઃખો ટળ્યાં.

---

## વાર્તા ૬૦.

## દમયંતી.

પૂર્વે નૈષધ દેશનો રાજા નળ થઇ ગયો તેને દમયંતી નામે સતી સ્ત્રી હતી. રાજા નળ એક કુશળ રાજ્યકર્તા અને પ્રજાપાળક નરેશ હતો. જ્યારે દમયંતીના પિતાએ યોગ્ય પતિ પસંદ કરવા દમયંતી માટે સ્વયંવર કર્યો, ત્યારે રાજા

ઓની સાથે કેટલાક દેવો પણ દમયંતીના રૂપનાં વખાણ સાંભળી તેને વરવાની ઇચ્છાથી આવ્યા હતા. પણ દમયંતીએ નળના ગળામાં વરમાળ આરોપવાથી દેવો નાસીપાસ થઇ ચાલ્યા ગયા હતા. તે દિવસથી કળીયુગ નામના દેવને દમયંતી ઉપર ઝેર હતું, તેથી તે વેર લેવાની કલિયુગ તક શોધતો હતો. યોગ્ય તક મળતાં કલિયુગે નળના શરીરમાં પ્રવેશ કર્યો, તેના અંગના રંગથી નળની બુદ્ધિ વિફરી. તે પોતાના ભાઇ સાથે જુગટું રમ્યો, અને કલિના પ્રભાવથી તેના પાસા અવળા પડતાં તે રાજપાટ સર્વ હારી બેઠો, તેથી તેને વનવાસ કરવો પડયો. રાજા વનવાસમાં જાય છે એ ખબર દમયંતીને પડતાં દમયંતીએ પોતાનાં બન્ને બાળકને પોતાના પીયર મોકલી દીધાં અને પોતે રાજા સાથે જવા તૈયાર થઇ. નળે તેને સમજાવવા માંડી અને કહ્યું કે 'વનમાં સંકટો અને બીહામણા દેખાવો જોઇ તમારૂં ધૈર્ય રહેશે નહિ. ઉઘાડે પગે ચાલવું, ટાઢ અને તડકો ખમવાં, ઉંડાં કોતરો અને ભયાનક અટવીઓ ઓળંગવાં, એ સ્ત્રીજાતિથી બની શકે તેમ નથી. એવાં સંકટો સહન કરવાને પુરુષ જેટલું સાહસિકપણું સ્ત્રીઓમાં ઇશ્વરે મૂકેલું નથી. માટે તમે અહીંઆ જ રહો અથવા તો તમારે પીયર જાઓ.' વનવાસમાં પોતાને તેડી જવાની નળની આનાકાની જોઇ સતી દમયંતીએ રડવા માંડયું અને કહેવા લાગ્યાં કે 'જ્યાં આપ છો ત્યાં મને શી બીક છે? આપના સમાગમ વગરનાં રાજ્યભુવનમાં સુખ ભોગવવા કરતાં આપની સાથે રહી અરણ્યનો કંટકમય રસ્તો કાપતાં મારૂં મન વધારે પ્રફુલ્લિત રહેશે. ઇશ્વરે મને આપની અર્ધાંગના એટલે સુખ-દુઃખની ભાગ્યેણ કરી છે તે માત્ર સુખમાં ભાગ લઇ દુઃખમાં શું તજી

જવા માટે ? હું આપને હાથ જોડી વિનવું છું કે મારા પત્નીધર્મમાંથી હું પતિત થાઉં એવી સલાહ કૃપા કરી મને ન આપશો. આપ જ્યારે વનફળ ઉપર નિર્વાહ કરશો અને કાંટાની પથારી ઉપર સૂશો, ત્યારે શું હું પાપણી સુખમય શય્યા ઉપર સુઈને અને મનમાન્યાં ભોજનનો આહાર કરીને રાજ્યમહેલમાં સુખી થવાની ઇચ્છા રાખીશ ? પતિ તે સ્ત્રીનો પરમેશ્વર છે એમ શાસ્ત્રો કહે છે તે શું ખોટું છે ? આપના વિયોગથી હું ક્ષણભર પણ સુખ પામીશ નહિ એ નક્કી માનજો. તેમ છતાં મને સાથે નહિ લેવાની આપ હઠ કરશો તો મારો જીવ આપને અર્પણ કરી હું આપના વિયોગ દુઃખમાંથી છૂટીશ, માટે મને સાથે લઇ જવા કૃપા કરી હા પાડો.' દમયંતીનો વનવાસમાં સાથે આવવાનો દૃઢ નિશ્ચય જોઇ નળે તેને સાથે લીધી. રાજા રાણીના વનવાસ જવાના ખબર પ્રજાને થતાં સૌ તેમને વળાવવા ગયાં. રાજાએ પ્રજાજનોને દીલાસો આપી આશીર્વાદ દીધો અને રાજારાણી પંથે પડ્યાં. નદી, નાળાં અને ઘોર અટવીઓ ઓળંગતાં ઓળંગતાં બંન્ને એક સરોવરતીરે આવ્યાં. ભૂખ અને થાકને લીધે તેઓ અહિં વિશ્રામ લેવા બેઠાં. રાજાએ સરોવરમાંથી કેટલાંક માછલાં પકડી દમયંતીને આપ્યાં, અને પોતે વધારે માછલાં પકડવા પાછો સરોવરના ઉંડા પાણીમાં ગયો. આ વખતે પાપી કળીયુગે વળી દમયંતી ઉપર આફતનું વાદળું ઉતર્યું. મૂએલાં માછલાં દમયંતીના હાથમાં નળ મૂકી ગયો હતો તેને કળીયુગે સજીવન કર્યાં એટલે તે દમયંતીના હાથમાંથી ઉછળી પાછાં પાણીમાં પડ્યાં એવામાં રાજા પાછો ફર્યો અને પોતે સોંપેલ માછલાં દમયંતી પાસે માગ્યાં, પણ જ્યારે

દમયંતીએ તેને કહ્યું કે 'માછલાં તો જીવતાં હતાં તેથી મારા હાથમાંથી ઉછળી પાછાં પાણીમાં જતાં રહ્યાં,' ત્યારે નળે તેની વાત માની નહિ. તેને વહેમ આવ્યો કે રાણી ભૂખને લીધે માછલાં ખાઇ જઈ મને ખોટું સમજાવે છે. હતભાગ્ય દમયંતીનો આપત્તિકાળ અહિંથી કળીયુગે ફરીથી શરૂ કર્યો. રાજાના મનનો વહેમ સજજડ થઇ બેઠો, અને ત્યાંથી આગળ ચાલતાં રાત પડી અને તેઓ સૂઇ રહ્યાં, ત્યારે દમયંતીને ઉંઘી ગયેલી જોઇ નળે તેને તજી દીધી અને પોતે એકલો ચલ્યો ગયો. અનાથ અબળા જ્યારે જાગી ત્યારે પોતાના પ્રાણપતિ નળને પાસે નહિ જોવાથી ભયભીત થઇ ગઇ, અને હાંફલી ફાંફલી આમતેમ દોડવા અને નાસવા લાગી, તથા કલ્પાંત અને રુદન કરવા લાગી. રોઇ રોઇને થાકી અને નિસાસા મૂકવા મંડી. પણ આખરે હિંમત આણી ઉભી થઇ અને ઘેલા જેવી બની ગઇ, તથા રસ્તે પશુ, પક્ષીઓ. નદી, નાળાં અને વૃક્ષોને નળના ખબર પૂછવા લાગી. પતિવિયોગથી એ સાધ્વી એટલી તો ભાનવગરની થઇ ગઇ કે રસ્તામાં પડેલા એક અજગરે તેનું અર્ધું શરીર પોતાના મુખમાં લઇ લીધું, તોપણ તેને તેનું જ્ઞાન રહ્યું નહિ. તેનું મન કેવળ નળમાં જ ચોંટેલું હતું અને અથડતી ભટકાતી ઓ! નળ! અરે! નાથ! એ જ ઉચ્ચાર તેના મુખમાંથી કાઢતી હતી. એવામાં એક શીકારી તેનો સાદ સાંભળી તે તરફ દોડી આવ્યો. અને અજગરને ચીરી નાંખી દમયંતીને બચાવી. રાણીને પછી ભાન આવ્યું. તે તેના ઉગારનારનો વારંવાર ઉપકાર માનવા લાગી, પણ દુષ્ટ બુદ્ધિના પારધીએ દમયંતીને કહ્યું કે 'જેને માટે તું વલાપ કરે છે તે હવે તને મળવાનો નથી, માટે મિથ્યા

શોક મૂકી દઇ. તું મારે ઘેર ચાલ. ત્યાં તને હું સર્વ વાતે સુખી કરીશ.' એમ કહી તેનું બાવડું ઝાલી લઇ જવા માંડી એટલે સતી દમયંતીએ તેને શાપ આપ્યો તેથી પારધી ત્યાંને ત્યાં જ બળીને ભસ્મ થયો. હવે દમયંતી પતિની શોધ કરતી કરતી આગળ ચાલી. કેટલેક દિવસે તેની માશી ભાનુમતીના ગામમાં આવી પહોંચી. અહિં તે રાજ્યમહેલ નીચે થઇને ચાલી જતી હતી તેવામાં ભાનુમતીની નજર દમયંતી ઉપર ગઇ. માશી ભાનુમતીએ તેની સુંદર કાંતિ જોઇ એક ચાકરડી પાસે તેને બોલાવી મંગાવી. તેની હાલહવાલ હાલત જોઈ તેને દયા આવી, અને દાસી તરીકે તેને રાખી. કોઇ એક દિવસ ભાનુમતીની દીકરી ઈન્દુમતી નહાવા બેઠી તે વખતે પોતાના ગળામાંનો રત્નનો હાર તેણે એક ટોડલે વળગાડયો અને તે સાચવવા એ નવી દાસીને ઇન્દુમતીએ ભલામણ કરી. રાંક દમયંતીને પાડવામાં કળિએ જાણે ક્યાશ રાખી હોય તેમ વળી તેણે વેર વાળવાનો લાગ શોધ્યો. ટીંગાડેલો હાર કળિના પ્રભાવથી અદસ્ય[1] થઇ ગયો. ઈન્દુમતી નાહીને ઉઠી અને ટોડલેથી હાર લેવા જાય છે તો કશુંએ મળે નહિ. દમયંતીને પૂછ્યું તો તે બિચારી શું ઉત્તર આપે ? સૌને એનાપર વહેમ આવ્યો. અન્ય દાસીઓ અને રાજકુટુંબનાં માણસો એકઠાં થઇ ગયાં. દમયંતીના શોક અને વિટંબણાનો હવે પાર રહ્યો નહિ. પતિવિયોગનો પ્રજ્વલિત અગ્નિ તેના દેહને નિત્ય બાળતો હતો તેમાં આવી આવી વિટંબણાઓથી તેનાં દુઃખનો દરિયો રેલી રહ્યો. પણ સાચનો બેલી ઇશ્વર છે. ઇશ્વરની

---

૧. દેખાતો બંધ થઈ ગયો.

સહાય માગી સતી બોલી કે 'હારનો ચોરનાર તત્કાળ ફાટી પડજો.' સતીનો શાપ ઇન્દ્રના વજ્રથી અધિક કરી ઘા કરે છે. શાપની સાથે જ હારનો ચોરનાર ફાટયો અને રત્નનો ચકચકીત હાર આપો આપ દેખાઇ આવ્યો. આ અદ્‌ભૂત બનાવથી સૌ દિગ્મૂઢ બની ગયાં. તેઓ વિમાસવા લાગ્યાં કે આ કોઇ દાસત્વ કરવાને જન્મેલી સ્ત્રી નથી, પણ કોઇ ખરેખરી મહાન સતી છે, કારણ કે શાસ્ત્રોમાં સતીના શાપના અદ્‌ભૂત ચમત્કારો વર્ણવેલા જોવામાં આવે છે તેવો જ આ એક ચમત્કાર છે. તેથી ભાનુમતી પૂછવા લાગી કે 'હે આર્યપુત્રી ! તમે કોણ અને ક્યાંના રહીશ છો તે ખરેખરૂં અમને જણાવો. કયા ભાગ્યશાળી પતિનાં તમે આભૂષણ છો ? અને શા દુઃખે તમે બહાર એકલાં ફરો છો, તથા તમારા હાલ હવાલ આટલા બધા દયામણા કેમ થઇ ગયા છે ? તમારા મુખની અસાધારણ કાંતિ અને તમારા સદ્‌વર્ત્તનના ચમત્કારો સૂચવે છે કે તમે કોઇ પ્રતાપી સ્ત્રી છો; અને દાસત્વ કરવાને નહિ, પણ કોઇ રાજ્ય-ભુવન શોભાવવાને સરજાયેલાં લાગો છો. માટે હે દેવિ! તમારૂં ખરેખરૂં વૃત્તાંત અમને કહી સંભળાવો.' પછી દમયંતીએ પ્રથમથી માંડીને વાત કહી દેખાડી, જે સાંભળીને ભાનુમતીની આંખમાં શ્રાવણ[1] ને ભાદરવો ચાલવા લાગ્યા. પોતાની બેનની દીકરીની શોકજનક કથા સાંભળી ભાનુમતી દમયંતીને ગળે વળગી પડી અને ઇન્દુમતી પણ સગપણસંબંધ જાણી પસ્તાવો કરી કહેવા લાગી કે 'અરે ! બ્હેન ! તેં અમને ઓશીયાળાં કરી મૂક્યાં ! અમે તારી પાસે દાસીપણું કરાવ્યું, અને

૧. આંસુનો વર્ષાદ વરસવા માંડયો. શ્રાવણ અને ભાદરવામાં વર્ષાદ પડે છે તે ઉપરથી એનો ઉપલ્યો અર્થ થાય છે.

હારની ચોરીનું આળ તારે માથે ચડાવ્યું, તે અમારા અપરાધ ક્ષમા કરજે. પછી ભાનુમતીએ રાજાને આ શુભ સમાચાર કહેવડાવ્યા એટલે રાજા પણ કચેરીમાંથી આવી દમયંતીને મળ્યા. તેની આદરપૂર્વક આગતાસ્વાગતા કરી કેટલાક દિવસ તેને ત્યાં રોકી. પછી રથ, માણસો, ઘોડા વગેરે આપી દમયંતીને તેને પીયર મોકલી. અહિં દમયંતી પોતાના પ્રિય પુત્રોને તથા ભાઇ ભોજાઇને મળી. સૌ ખુશી થયાં. પણ પતિવિયોગનો તેના હૃદયમાં જીવતો કીડો તેનું કાળજું કોતરી કાઢતો હતો. રાજ્યમહેલનાં સઘળાં સુખ તેને ઝેર જેવાં લાગતાં હતાં. તેના મનથી એવું થતું હતું કે 'હું નાના પ્રકારનાં વસ્ત્રો અને ભોજનનું સુખ ભોગવું અને મારા પ્રિય પતિ કોણ જાણે કેવીએ સ્થિતિમાં હશે ! મને ટાઢ તડકાથી રક્ષણ કરવાને આવા સુંદર રાજ્યમહેલ છે, ત્યારે તેમને કાંટાપર સુવું પડતું હશે ' આવા અનેક તર્કવિતર્કથી તે સઘળાં સુખો તજી બેઠી હતી, અને ક્ષુલ્લક ભોજનથી ઉદરનિર્વાહ કરી ઉદાસીમાં દિવસો નિર્ગમન કરતી હતી. નળની શોધ માટે તેણે અનેક ઉપાયો યોજ્યા, પણ તે સઘળા મિથ્યા ગયા. શેહેરમાં નવા આવનાર પરોણાને પોતાને ત્યાં જમાડવાનું વ્રત લીધું કે તેમ કરતાં નળનો ભેટો થઇ જાય. તેણે વિદેશમાં જંગલો અને અરણ્યોમાં પુષ્કળ માણસો પાઠવી તેનો તપાસ કરાવ્યો, પણ તેમાં તેનું કશું વળ્યું નહિ.

હવે નળની શી સ્થિતિ હતી તે જોઇએ. દમયંતીને એકાંત અરણ્યમાં પડતી મૂકી તે આગળ ચાલ્યો. જતાં જતાં એક ઘોર વનમાં દાવાનળ પ્રકટયો હતો તેમાં એક મોટા

કદનો દિવ્યાંશી સર્પ ઝપાટામાં આવી ગયો હતો. તેને બળતો
જોઇ દયાર્દ્ર હૃદયના નળને કરુણા ઉપજી. અગ્નિદેવના વર-
દાનથી નળને અગ્નિનો સ્પર્શ થતો નહિ, તેથી તેણે અંદર
પડી સર્પને બળતા દવમાંથી બહાર કાઢયો. નાગદેવે નળનો
ઉપકાર માની વરદાન માગવા કહ્યું, ત્યારે નળે માગ્યું કે
'મારૂં અતિ સ્વરૂપ જોઇ કોઇ મને નોકર રાખશે નહિ, માટે
હે ! નાગદેવ ! મારા રૂપ ઉપર મને ધિક્કાર આવે છે. તેથી હું
કુરૂપ થઇ જાઉં એવો કોઇ ઇલાજ મને બતાવો, નળની
માગણીપરથી કર્કોટક તેને ડસ્યો, જેથી નળ ભીલ જેવો કાળો
અને કદરૂપો થઇ ગયો. કર્કોટકે કહ્યું કે 'તમારો વનવાસ
જ્યારે પૂરો થશે ત્યારે મારો મંત્ર ભણવાથી તમારો દેહ
હતો તેવો તેજસ્વી અને રૂપવાન થશે.' ત્યારપછી નળે
પોતાનું નામ બદલીને બાહુક રાખ્યું. કેટલેક દિવસે તે
અયોધ્યા નગરીમાં આવી પહોંચ્યો. તે અશ્વવિદ્યામાં નિપુણ
હતો, તેથી પોતાની એ કળા અયોધ્યાના રાજા ઋતુપર્ણને
બતાવી તેના સારથિ તરીકે નોકર રહ્યો. નળ પણ પોતાની
તજી દીધેલી પ્રિયાના વિયોગથી હમેશાં ઉદાસ રહેતો હતો.
કળિએ તેનો કેડો હવે મૂકયો હતો તેથી દમયંતી માછલાં
ખાઇ ગયાનો તેનો વહેમ તેના મનમાંથી ધીમે ધીમે દૂર
થઇ ગયો હતો,' અને તે પૂર્ણ પસ્તાવાથી વિચાર કરતો
હતો કે 'મારી સાધ્વી સ્ત્રી ઉપર કુડું આળ ચડાવી મેં
એ અનાથ અબળાને ભયાનક એકાંત જંગલમાં તજી દઇ
મહાન્ પાતક મારે માથે વ્હોરી લીધું છે. એ ક્યાં ગઇ હશે ? એનું
શું થયું હશે? જીવતી હશે કે તેને અરણ્યનાં રાની પશુઓએ ફાડી

આવી હશે ? કદાચ દૈવયોગે હું મારા પુત્રોને મળીશ તોપણ તેઓને હું નગરમાં[1] જોઇ શકીશ નહિ' આવા વિચારોથી તેની વિમાસણનો પાર રહ્યો નહિં. મરદ છતાં દુઃખના ઉભરાઓથી તે એકાંતમાં એકલો એકલો રડી પડતો. શું કરવું અને પોતાની વહાલી સાધ્વી સ્ત્રીને કયાં શોધવી તે તેને સુઝતું નહિ, તેથી તે વારંવાર મુઝાતો.

પોતાના સઘળા પ્રયત્નોમાં નિષ્ફળ નિવડયા પછી રાજ્યગોર સુદેવને બોલાવી દમયંતીએ પોતાનાં વીત્યાં દુઃખોની વાત તેને કહી, અને આજ્ઞા કરી કે 'તમે દેશાવરમાં ફરો. ત્યાં મારાં દુઃખોની હકીકતની વાત રાજાઓ અને રાજકચેરીઓમાં ટેલ નાંખીને કરતા રહેજો.' અને એ સાંભળી જો કોઇ પુરૂષ તેનો પ્રત્યુત્તર[2] આપે તો તરત જ પાછા ફરી મને કહેવા આવજો. દમયંતીની સૂચના પ્રમાણે દેશ વિદેશ ફરતો ફરતો સુદેવ અયોધ્યામાં આવ્યો. જ્યાં ઋતુપર્ણું રાજા પાસે તે ટેલ નાંખતો હતો ત્યાં તેના સારથિ બાહુકે તેનો જવાબ વાળ્યો, પણ બાહુકનું કદરૂપું શરીર જોઇ સુદેવે નિઃશ્વાસ મૂકયો. તેને લાગ્યું કે ઘણા દહાડાના મારા શ્રમનો બદલો તો મળ્યો, પણ એ ઉત્તર દેનાર નળ હોય એમ લાગતું નથી; તથાપિ દમયંતીની આજ્ઞા પ્રમાણે તે તેની પાસે પાછો ગયો અને હકીકત કહી સંભળાવી. એ ખબરથી દમયંતીનું હૃદય પ્રફુલ્લિત થયું અને હવે નળને કેવી રીતે ભેટાય તેની ગોઠવણ મન સાથે કરવા લગી. તેણે વિચાર કર્યો કે 'ઋતુપર્ણુંનો સરથિ જો નળ જ હશે તો અશ્વવિદ્યામાં કુશળ મારા પતિ આકાશ માર્ગે

૧. આ નગરનાં. ૨. સામો જવાબ.

રથ ચલાવવાને શક્તિમાન છે, તેથી ઘણું લાંબું અંતર છેક ટુંકા વખતમાં તે કાપી શકશે' એવો વિચાર કરી ફરી સ્વયંવર કરવાની વાત દમયંતીએ ચલાવી, અને સ્વયંવર આડી છેક ટુંકી મુદત રહી ત્યારે સુદેવને આમંત્રણ લઇ અયોધ્યા મોકલ્યો. પણ પ્રધાનોએ કહ્યું કે સ્વયંવરના દિવસ પહેલાં પહોંચી શકાય એટલો વખત હવે આપણી પાસે રહ્યો નથી. તોપણ નવા સારથિ બાહુકને પૂછીએ કે 'તે પોતાની અશ્વવિદ્યામાં શું કુશળતા બતાવે છે તેનું પારખું પડે.' બાહુકે રાજાનું બીડું ઝડપ્યું, અને તેની માગણીપરથી માત્ર રાજા તથા બાહુક એક રથે ચડી સ્વયંવરપર ચાલ્યા. સ્વયંવરના વખત પહેલાં તેઓ આવી પહોંચ્યા. એ જાણી દમયંતીને વિશેષ ખાત્રી થવા લાગી; તોપણ વધારે પરીક્ષા કરવા તેણે બાહુકને જમવાનું નોતરૂં દીધું અને રસોઇ કરવા કહ્યું. નળને અગ્નિ, વરૂણ, વાયુ વગેરે દેવોએ વરદાન આપેલાં હતાં એ વાત દમયંતી જાણતી હતી તેથી દમયંતીએ પાણી વિનાનો ખાલી ઘડો, રસોઇ માટે અગ્નિ સિવાય લાકડાં, અને રસ વિના રસોઇ માટે સીધું આપ્યું, અને કહ્યું કે 'આપ રસોઇ કરી જમી લો.' પછી નળે વરૂણનો મંત્ર ભણી ખાલી ઘડો પાણીથી ભરી દીધો, અગ્નિનો મંત્ર ભણી લાકડાં સળગાવ્યાં અને વાયુનો મંત્ર ભણી પૂર્ણ રસવાળી સ્વાદિષ્ટ રસોઇ બનાવી જમી લીધું. એ સઘળી વાત દાસીએ જઇ દમયંતીને જાહેર કરી, એટલે દમયંતી ત્યાં આવી અને બાહુક સારથિને આગલી પાછલી વીતક[1] વાતોની પૂછપરછ કરવા માંડી. આથી

---

૧. વીતેલી.

બાહુકની આંખોમાં પાણી ભરાઇ આવ્યું, અને હવે દમયંતીની સંપૂર્ણ ખાત્રી થઇ કે ગમે તે કારણથી મારા પ્રિય પતિનું સુંદર સ્વરૂપ ફેરવાઇ ગયું હોય, પણ આ છે તો નળજ. નળે પણ જાણ્યું કે હવે વાત છુપાવવાનો વખત નથી, અને જેમ જેમ સમય જતો જાય છે તેમ તેમ મારી સાધ્વી સ્ત્રીના સંતાપમાં વધારો થાય છે. તેથી તે કર્કોટક નાગનો મંત્ર ભણી મૂળ સ્વરૂપે રાજા તરીકે પ્રકટ થયો. હવે સૌની ભ્રાંતિ ભાગી. સ્વયંવરનું મુહૂર્ત પણ આવી લાગ્યું હતું, તેથી દમયંતી સુવસ્ત્રાલંકાર પહેરી સ્વયંવરમાં હાજર થઇ. રાજાઓ પોતપોતાને સ્થળે બિરાજ્યા. દમયંતીને કાંઇ પસંદગી કરવાની હતી નહિ. તેણે તો માત્ર નળનો પત્તો લેવા માટે જ સ્વયંવર રચ્યો હતો, અને તેમાં ફતેહમંદ ઉતરવાથી તેનો હર્ષ બ્રહ્માંડમાં પણ માયો નહિ. તે ઉઠી, અને લાગલી જ નળના કંઠમાં વરમાળ આરોપી પાછી ફરી. સૌ રાજાઓ આશ્ચર્યથી ચકિત થઇ ગયા. પણ જ્યારે નળનું દિવ્ય સ્વરૂપ અને તેજસ્વી કાંતિ તેમણે જોયાં ત્યારે તેઓએ મનમાં કબુલ કર્યું કે 'આ પુરુષ ગમે તે હો, પણ દમયંતીને યોગ્ય પતિ છે.' પછી નળ તેના સાળાને મળ્યો અને આટલાં દુઃખો વેઠયા પછી નળનો પુનઃ મેળાપ થવાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. રાજા ઋતુપર્ણ તેના મનમાં સંકોચ પામવા લાગ્યો કે 'નળ જેવા મહાપ્રતાપી રાજા પાસે મેં સારથિનું કામ કરાવ્યું.' તે નળની વારંવાર ક્ષમા માગવા લાગ્યા, પણ પોતાને મળેલા આશ્રય માટે નળ સામો ઉપકાર માનવા લાગ્યો. તે પ્રમાણે નળ દમયંતી પાછાં ભેગાં થઇ

પોતાના પુત્રો સહિત સુખમાં રહેવા લાગ્યાં; કેટલેક કાળે પોતાના ભાઇ પુષ્કર પાસેથી નળે રાજ્ય પાછું મેળવ્યું અને પ્રજાવર્ગના ભારે આનંદ વચ્ચે નળ પાછો રાજ્ય કરવા લાગ્યો.

સાર.

સુખ, દુઃખ એ મનુષ્યના જીવનનું ખરેખરું રહસ્ય સમજાવનારાં સાધનો છે. જેમ સોળવલ્લું સોનું ગમે તેટલા આકરા તાપમાં નાખ્યા છતાં પોતાનો રંગ બદલતું નથી, તેમ આપત્તિના કાળમાં અટંકી સ્ત્રી પુરૂષો સ્વધર્મને ન છોડતાં એક જ રંગે રહે છે, અને તેવાં મનુષ્યો જ આ લોક અને પરલોકમાં પોતાનું શ્રેય કરી શકે છે. સ્ત્રીપુરુષનો સંબંધ જોડાયા પછી એક નિષ્ઠાથી બજાવેલી ખરી પતિભક્તિનો પ્રભાવ કેવો છે તે દમયંતીના શાપથી પારધીનું બળી ભસ્મ થવું, અને ઈન્દુમતિના ચોરાયેલા હારનું ટોડલો ફાટી બહાર નીકળવું, એ બે વાતો પરથી જોઇ શકાય છે.

---

## વાર્તા ૬૧.

## વિભીષણ ને રાવણ.

લંકાનો રાજા રાવણ, રામચંદ્રજીના વનવાસ દરમ્યાન તેમની ગેરહાજરીમાં પ્રપંચથી સીતાને ઉપાડી ગયો, ત્યારે રામચંદ્રજીએ પોતાના એક સેવક હનુમાનજીને સીતાની શોધમાં મોકલી સીતાનો પત્તો મેળવ્યો. પછી સીતા લંકામાં છે એવું નક્કી ઠર્યું એટલે કપિઓના[1] એક મોટા સૈન્ય સહિત

---

૧. વાંદરા.

રામ અને લક્ષ્મણ બન્ને ભાઇઓ લંકા ઉપર ચડયા. કપિની સેના સમુદ્રકાંઠે પડાવ નાંખીને પડી. એ વાતના સમાચાર રાવણના જાણવામાં આવતાં તેણે રાજસભા બોલાવી, અને મંત્રીઓને તથા સરદારોને સલાહ માટે એકઠા કર્યા, તેમાં તેનો નાનો ભાઇ વિભીષણ તથા તેનો પુત્ર ઇન્દ્રજિત પણ હતા. સઘળા આવી ગયા પછી રાવણ બોલ્યો કે 'હે! મંત્રીઓ! સીતાને લેવા માટે રામ તથા લક્ષ્મણ વાનરોના જબરા લશ્કર સાથે સમુદ્રકાંઠે આવી પહોંચ્યાના સમાચાર ફરી વળ્યા છે, તો હવે આપણું શ્રેય શેમાં છે એ વિષે તમારી સલાહ લેવા મેં તમને સૌને બોલાવ્યા છે; માટે વિચાર કરીને તમે મને યોગ્ય સલાહ આપો. શત્રુ, અગ્નિ અને સર્પ એ ગમે તેવાં નાનાં હોય તોપણ તેનાથી ડરીને ચાલવું એવું શાસ્ત્રોનું ફરમાન છે, તેથી શત્રુ લંકાપર ચડી આવે તે પહેલાં આપણે વિચારપૂર્વક એક નિશ્ચય ઉપર આવવું જોઇએ.' રાજાનાં આ વચનો સાંભળી મંત્રીઓ બોલી ઉઠયા કે 'હે! રાજાધિરાજ, વાનર અને રીંછનું બનેલું રામનું લશ્કર રામનું શું દારિદ્ર ફેડશે? એવાં રાની પશુઓ તો આપણો રાક્ષસોનો ખોરાક છે, તેથી આપણે કોળીઓ કોળીઓ પણ માંડ ભાગ આવશે, એ ખાતે આપે લેશ પણ ચિંતા રાખવી નહિ. રાજા રાવણના પ્રધાનો પણ તેના જ જેવી અવળી બુદ્ધિના હતા, તેથી પોતાના ધણીનું હિત શામાં સમાયેલું છે તેના સારાસારનો વિચાર તેમને કયાંથી આવે? પરંતુ ન્યાયબુદ્ધિથી વિચાર કરનાર અને નીતિને રાહે ચાલનાર વિભીષણ તત્કાળ બોલી ઉઠયો કે 'હે! દુષ્ટ બુદ્ધિવાળા પ્રધાનો! તમો રાજાને અવળી સલાહ આપોછો, મારા ભાઇનું રાજ્ય ખેદાનમેદાન

કરવા તમે ઉભા થયા છો. જરા વિચાર તો કરો કે 'રામ-ચંદ્રજીના એક જ સેવક હનુમાનજીનો તાપ તમે સહન કરી શક્યા નથી. સીતાજીની શોધમાં જ્યારે તે લંકામાં આવ્યા ત્યારે તેણે લંકા બાળી અને આખા શહેરમાં કેર વર્તાવ્યો તે વખતે તમારૂં બળ ક્યાં ગયું હતું?' એક શત્રુનો તમે વાળ સરખો વાંકો કરી શકયા નહિ તો હવે અસંખ્ય કપિદળનો[1] તમે આતાપ[2] પણ ઝીલી શકો એ મને તો શંકાયુક્ત લાગે છે મારૂં કહેવું તમને વિષ[3] સમાન લાગશે, પણ કડવાં ઓસડ તો અંતઃકરણનો ઉમળકો આવતો હોય તે જ પાય. તમે જો મારા ભાઇનું ભલું ઇચ્છતા હો, લંકાને તારાજ[4] થતી તમારે બચાવવી હોય, અને હજારો પ્રાણીઓના પ્રાણ તમે સહીસલામત રાખવા માગતા હો તો હું તમને સલાહ આપું છું કે 'સીતાને લઇ તમારે દીન-દયાળ પ્રભુ પાસે જવું અને તેમનું શરણ લઇ માફી માગવી.' હું તમને હિંમતથી ખાત્રી આપું છું કે 'એ મોટા દિલના રામચંદ્રજી તમારા અપરાધ માટે તમને ક્ષમા આપશે.'

પરંતુ 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.' જેનો લય થવા બેઠો હોય તેને સારી સલાહ કેમ રુચે ? વિભીષણનાં વચનો મંત્રીઓને અને ખુદ રાજાને પણ તીક્ષ્ણ બાણની માફક સાલવા લાગ્યાં. તેઓ ક્રોધથી ભભકી ઉઠ્યા કે 'તમારી સારી સલાહ અમારે જોઇતી નથી, તમારૂં ડહાપણ તમારા ઘરમાં જ રાખો. અફસોસ ! શું કરીએ કે તમે રાજાના ભાઇ ઠર્યા ! જો તમારી જગોએ બીજો કોઇ હોત તો અમે અહિંઆ

---

૧. વાંદરાંનું લશ્કર. ૨. અંજાઇ જવું, દબાઈ જવું. ૩. ઝેર. ૪. પાયમાલ.

જ તેને પરલોક દેખાડત, માટે કૃપા કરી તમે તમારા ઘરનો રસ્તો પકડો. લંકાધીશનું લુણ ખાઇ ખાઇને આજ ખરે વખતે અમે બાયલા બની બેસીએ એમ કહેવા તમે માગો છો? સીતાને હરી લાવી હવે થુંક્યું ગળવાની સલાહ આપતાં શું તમારા જેવા એક રાજવંશીને શરમ નથી આવતી?' પછી રાવણને સંબોધીને બોલ્યા કે 'હે! મહારાજ, તમારા કુળને કલંકરૂપ તમારા ભાઇનાં વચનો ખરેખર શત્રુવટનું કામ સારે છે.' મદથી છકી ગયેલો રાવણ પોતાના અપકૃત્યમાં પ્રધાનોનો ટેકો મળતાં ક્રોધાંધ બની ગયો, તેનાં રોમે રોમ ઉભા થવા લાગ્યા, તેનો ચહેરો લાલચોળ બની ગયો, અને ક્રોધે ધમધમતો ઉઠી વિભીષણને એક પાટુ મારતાં બોલ્યો કે 'અરે! નીચ-ચંડાળ! તું લૂણહરામી થયો, રામનો પક્ષ કરી તેં શો સાર કાઢ્યો? રામ તારૂં સારૂં કરી દેતો હોય તો જા, નીકળ મારા નગરમાંથી, અને તારા રામને સીતાનું વેર વાળવા વહેલો તેડી લાવ.'

વિભીષણને મારતો જોઇ રાવણની મા તેની મદદે આવી પહોંચી અને વિભીષણને છોડાવ્યો. પછી વિભીષણે જાણ્યું કે 'કોઇ પણ રીતે રાવણ વાળ્યો વળે તેમ નથી ત્યારે તે થોડાંક પોતાનાં માણસો સાથે લેઇ રામચંદ્રજીના આશ્રમમાં જઇ રહ્યો. (રા૦ સુ૦ કા૦ અ૦ ૧૬ થી ૧૮)

## સાર.

મૂર્ખ અને ઓછી બુદ્ધિનાં મનુષ્યો સત્યાસત્યનો વિચાર કર્યા વગર સારી સલાહની અવગણના કરી બેસે છે, અને

પછી રાવણુનીપેઠે વિનાશ પામે છે. પણ વિભીષણુના જેવા ન્યાયી અને નીતિમાન મનુષ્યો ગમે તે જોખમે સાચી સલાહ આપવાથી ડરતા નથી હા ! જી હા ! કરનારા ખુશામતખોરો મોટા માણસોની કે રાજાની મોટાઇથી અંજાઇ જઇ ઘડીભર તેમને સારૂં લગાડે છે. પણ ખરૂં જોતાં એવા જ મનુષ્યો ખરેખરા લૂણુહરામી છે. તેઓ ખાય તેનું જ ખોદે છે. એવા મનુષ્યોનો કોઇએ વિશ્વાસ કરવો નહિ.

---

## વાર્તા ૬૨.

### ચંદ્રહાસ.

કેરલ દેશના સુધાર્મિક નામે રાજાની સતી રાણીને પેટે એક પુત્રનો પ્રસવ થયો. રાજકુમાર જન્મથી જ ઘણો રૂપવાન હતો, અને જે કોઇ તેને દેખતું તેને તેના ઉપર બહુ હેત આવતું. તેથી બાળ રાજકુમારની પ્રશંસા આખા દેશમાં થવા લાગી. તેનાં વખાણુ સાંભળી તેના પિત્રાઇઓએ અદેખાઇને લીધે સુધાર્મિક સાથે ખોટાં ખોટાં બ્હાનાં કાઢી લડાઇ કરી, તેમાં રાજા મરાયો એટલે રાણી પુત્રને એક દાસીને સોંપી, સતી થઇ રાજા સાથે બળી મુઇ. દાસી રાજપુત્રને લઇ ફરતી ફરતી કુંતલપુરમાં આવી વસી જ્યાં તે પણુ થોડા દિવસ પછી મરી ગઇ, અને બાળક નિરાધાર સ્થિતિમાં પડી રહ્યો. આ વખતે બાળકની ઉમર છએક વર્ષની થવા આવી હતી, પણુ પ્રિયવાદી હોવાથી, એક તો બાળક ઉમર, અને બીજું અમૃત સરખું તેનું મૃદુ ભાષણ,

તેથી હરકોઇ તેને જોતું તેને તેના ઉપર હેત આવતું, એટલુંજ નહિ પણ આ કોઇ ભાગ્યશાળી પુરુષ થશે એમ જોનારના મનમાં થતું, તેથી સૌ તેને ખવડાવતા, પીવરાવતા અને તેની સાથે વાતચીત કરી આનંદ મેળવતા.

કુંતલપુરમાં દુષ્ટબુદ્ધિ નામે કુંતલિક રાજાનો પ્રધાન હતો. એ પ્રધાનમાં તેના નામ પ્રમાણે દુર્ગુણોએ વાસ કર્યો હતો; તેથી અપ્રમાણિકપણે તે રાજ્ય પચાવી પડયો હતો, અને કુંતલિકને માત્ર વર્ષાસન આપતો. દયા કે ધર્મનો તેનામાં છાંટો નહોતો. એક દિવસ પ્રધાને તેના બાપના શ્રાદ્ધને દિવસે બ્રાહ્મણોને નોતર્યા હતા, અને જમવા બેસવાની તૈયારીમાં હતો, એવામાં પેલો બાળક રાજકુમાર ફરતો ફરતો તેના ઘર પાસેથી નીકળ્યો. તેને જોઇ બ્રાહ્મણોએ તેને બોલાવ્યો, અને પ્રધાનની રજા લઇ તેને પણ જમાડયો. કુંતલપુરમાં દાસીપુત્ર તરીકે સૌ કોઇ તે બાળકને ઓળખતા હતા, તથાપિ તેનું તાલકું જોઇ દુષ્ટબુદ્ધિને પણ તેને વિષે ઉંચા વિચારો આવવા લાગ્યા. તેથી જમી રહ્યા પછી તેણે બ્રાહ્મણોને કહ્યું કે 'તમે પ્રશ્ન કુંડળી કરી આ બાળકના ભવિષ્યની વાત મને કહી બતાવો ? બ્રાહ્મણોએ તે મુજબ તપાસ કરી ઉત્તર આપ્યો કે 'તે મોટો પરાક્રમી, શૂરવીર, દાનેશ્વરી અને ઇશ્વરનો પરમ ભક્ત, મોટો રાજા થશે. વળી આપનો તે જમાઇ થશે.' આ ભવિષ્ય સાંભળી દુષ્ટબુદ્ધિ તેના જાતિસ્વભાવ ઉપર ગયો. તેણે ધાર્યું કે દાસીપુત્ર મારો જમાઇ થાય, એ મને હીણું લગાડનારૂં થઇ પડે, માટે તેને મારી નંખાવું તો બ્રાહ્મણોનું ભવિષ્ય ખોટું પડે. રાજમદ અને

લક્ષ્મીમદથી જેની આંખો આડે આવી ગઇ હતી તેવા દુષ્ટબુદ્ધિને ક્યાંથી સુઝે કે જે ભાવી બનવાનું હોય છે તે મિથ્યા થઇ શકતું નથી, તેથી તેણે ચંડાળોને હુકમ કર્યો કે 'આ બાળકને વગડામાં લઇ જઇ મારી નાંખો, અને તેની નિશાની મને લાવીને સોંપો.' આ વખતે રાજપુત્ર કાંઇક સમજણની વયે પહોંચ્યો હતો. વગડામાં લઇ જઇ ચંડાળોએ તેને મારવાની તૈયારી કરવા માંડી, એટલે છોકરાએ ઇશ્વર સ્મરણ કરવા માંડયું. તે સમજી ગયો કે આ ચંડાળો મને મારી નાંખવા લાવ્યા છે. પણ આટલી નાની ઉમરમાં તેનો ઇશ્વર ઉપર અતિ પ્રેમ હતો, જેથી ભક્તવત્સલ પ્રભુએ ચંડાળોના હૃદયમાં દયા પેદા કરી, અને શિરચ્છેદ કરવાને બદલે તેની છઠ્ઠી આંગળી નિશાની માટે કાપી લઇ દૂર દેશાવરમાં જતા રહેવા કહ્યું. પછી ચંડાળોએ ગામમાં આવી પ્રધાનને એ નિશાની સોંપી.

હવે આ બાળક કેટલેક દૂર જઇ એક ઝાડ નીચે પીડાને લીધે રુદન કરતો હતો એવામાં ચંદનાવતી નગરીનો રાજા કુલિંદ મૃગયા અર્થે વગડામાં ફરતો ફરતો ત્યાં થઇને નીકળ્યો. તે આ બાળકનું રાજતેજ જોઇ બહુ પ્રસન્ન થયો, અને વિચાર્યું કે 'મારે પુત્ર નથી તેથી ઇશ્વરે કૃપા કરી, મને આ પુત્રરત્ન ભેટાડયું.' પછી રાજા તેને પોતાના નગરમાં લઇ ગયો, ત્યાં તેણે તેને કોઇ યોગ્ય ગુરુ પાસે ભણાવી ગણાવી યુદ્ધકળા અને વેદનો અભ્યાસ કરાવ્યો. અહિં ચંદનાવતીના રાજાએ તેનું નામ ચંદ્રહાસ પાડયું. ચંદ્રહાસ યોગ્ય ઉમરે પહોંચ્યો એટલે રાજ્યકાર્યમાં ભાગ લેતો થયો, અને તેના વખતમાં રાજની અને પ્રજાની આબાદી થવા લાગી. એ જોઇ

વૃદ્ધ થએલા રાજાએ ચંદ્રહાસને રાજગાદી સોંપી, પણ આજ્ઞા કરી કે 'કુંતલપુરના પ્રધાન દુષ્ટબુદ્ધિએ આપણાં સો ગામ લઇ લીધાં છે, માટે તે તારે પાછાં જીતવા કદી પ્રયત્ન કરવો નહિ, કારણ કે તે ઘણો બળવાન છે. ચંદ્રહાસે પિતાની આજ્ઞા પ્રમાણે ચાલવા વચન આપ્યું. નાની ઉમરથી ઇશ્વરભક્તિમાં લીન હોવાને લીધે રાજા ચંદ્રહાસનું અનુકરણ તેના સેવકો પણ કરતા હતા. અને તેની માફક વ્રતાદિ ધર્મક્રિયામાં તેઓ પણ હમેશાં શ્રદ્ધાવાન જોવામાં આવતા. તેના રાજ્યનાં ગામો દુષ્ટબુદ્ધિએ જીતી લીધાં તે વખતથી દર વર્ષે દશ હજાર સોના મહોર આ રાજ્ય કુંતલપુરના રાજ્યને ખંડણી તરીકે ભરતું આવ્યું હતું. તે મુજબ ખંડણીની રકમ આપી તેણે કેટલાક સેવકોને કુંતલપુર ખંડણી ભરવા મોકલ્યા. જે દિવસે ચંદ્રહાસનાં માણસો કુંતલપુર પહોંચ્યાં તે દિવસે અગીયારસ હતી, તેથી તેઓને એકાદશી વ્રત હતું. દુષ્ટબુદ્ધિએ તેમને શિરસ્તા મુજબ સીધાની ચીઠી દરબારી કોઠાર ઉપર કરી આપી. પણ તેઓએ કહ્યું કે 'અમારે તો વ્રત છે તેથી જમવું નથી. આથી સ્વધર્મને નહિ ઓળખનારો દુષ્ટબુદ્ધિ ક્રોધે ભરાયો, અને પોતાનું અપમાન થયું સમજી ચંદ્રહાસના સેવકોને મારીને કાઢી મૂકયા. સેવકોએ ચંદ્રહાસ પાસે આવી પોતાને પડેલા મારની હકીકત કહી. પણ કુંતલપુરના રાજ્ય સામે લડાઇ નહિ કરવાનું ચંદ્રહાસે પિતાને વચન આપેલું તેથી તે કાંઇ બોલી શકયો નહિ. દુષ્ટબુદ્ધિ ચંદ્રહાસના નોકરોએ કરેલા અપમાનનું સાટું વાળવાને બહાને કુલિંદ રાજા ઉપર ચઢી આવ્યો. તે ખબર સાંભળી રાજા ચંદ્રહાસ સાથે દુષ્ટબુદ્ધિને સામો લેવા ગયો, અને તેનો ઘણો આદરસત્કાર કરી, તેને

રાજ્ય મહેલમાં આણી બેસાડચો. અહિં દુષ્ટબુદ્ધિએ કુલિંદને પુછ્યું કે 'આ પુત્ર રત્ન તમને ક્યાંથી મળ્યું?' ત્યારે કુલિંદે કહ્યું કે 'કોઇ ચંડાળોએ તેની આંગળી કાપી નાખવાથી વગડામાં એક વૃક્ષ નીચે બાળક અવસ્થામાં તે રુદન કરતો બેઠો હતો, તેથી મને દયા ઉપજી. તેનું રાજતેજ જોઇ હું તેને ઘેર લઇ આવ્યો, અને મારે પુત્ર ન હોવાથી મને આ રત્ન જેવો પુત્ર ઇશ્વરે ભેટાડચો, તેથી હવે હું સર્વ વાતે સુખી છું.' કુલિંદની વાત સાંભળી દુષ્ટબુદ્ધિને ચંદ્રહાસનો આગલો ઇતિહાસ સાંભરી આવ્યો. તેણે વિચાર્યું કે જ્યાંસુધી આ દાસીપુત્ર જીવતો હશે ત્યાંસુધી તે મારો જમાઇ થવાનો મારે માથે ભય લટકતો રહેશે; તેથી પોતાના પુત્ર મદન ઉપર પત્ર લાવનારને વિષ દેવાની આજ્ઞા કરી, એ પત્ર લખીને ચંદ્રહાસને આપ્યો. અને કહ્યું કે 'આ પત્ર ઘણો જરૂરી અને કોઇ અગત્યના કામનો છે માટે તમે જાતે જઇને મારા દીકરા મદનને કુંતલપુર હાથોહાથ આપી આવો.' ચંદ્રહાસ દુષ્ટબુદ્ધિનો હુકમ માથે ચડાવી, એક નોકર સાથે લઇ કુંતલપુર ગયો. ગામ બહાર કોઇએક બાગમાં વિશ્રાંતિ લેવાને તેઓ બન્ને ઘડીભર થોભ્યા

હવે એવું બન્યું કે આ બાગ દુષ્ટબુદ્ધિનો હતો. તેની પુત્રી વિષયા સાહેલીયો સાથે ત્યાં રમવા આવી હતી. કુમારિકાઓનાં ટોળાંને જોઇ ચંદ્રહાસના નોકરે પૂછ્યું કે 'કયે દરવાજેથી અમે ગામમાં પેસીએ તો પ્રધાનજીનું ઘર અમને નજીક પડે?' કુમારિકાઓએ પુછ્યું, 'તમે કોણ છો? અને તમારે પ્રધાનજીને ઘરે શા કામે જવું છે?' નોકરે જવાબ આપ્યો, 'પ્રધાનજીનો એક જરૂરી કાગળ લઇ અમે તેમના

પુત્ર મદનને આપવા જઇએ છીએ.' કુમારિકાઓએ ઉલટથી પ્રશ્ન કર્યો, પણ તમારો તે પત્ર ક્યાં છે ?' એટલે પ્રવાસીઓએ પત્ર જોવા માંડચો તો મળે નહિ, તેથી તેઓ ગભરાયા, અને આમતેમ જોવા લાગ્યા. હવે કુમારિકાઓ બોલી 'ભાઇ, અમને એક પત્ર જડચો છે; તે શું તમારો છે ?' એમ કહી તેમને બાગમાંથી એક પત્ર હાથ આવ્યો હતો તે મુસાફરોને સ્વાધીન કર્યો. એવું બન્યું કે મુસાફરો ઝાડ નીચે વિશ્રાંતિ લેવા બેઠા તે વખતે તેમની પાસેનો પત્ર પવનના ઝપાટાથી ઉડી ગયેલો તેની તેમને ખબર રહી નહિ. બાગમાં ફરતાં કુમારિકાઓને એ પત્ર હાથ લાગ્યો, જેમણે તે વાંચી જોયો હતો. પત્ર લાવનારને વિષ આપવા પ્રધાને પોતાના પુત્રને લખેલું. પણ તેઓએ વિચાર કર્યો કે પ્રધાનજી કેટલોક વખત થયા વિષયાને માટે લાયક પતિ શોધે છે માટે ઉતાવળથી વિષયાને બદલે પ્રધાનજીથી વિષ લખાઇ ગયું છે; કારણકે જે માણસને વિષ દેવાનું હોય તેની જ સાથે પત્ર મોકલવાની ભુલ પ્રધાનજી જેવો ચતુર પુરુષ કરે નહિ. તેથી જો આ ભૂલ આપણે સુધારીશું નહિ તો ઘણું માઠું પરિણામ નીપજવાનો સંભવ છે. વળી પ્રધાનજી લખે છે ' રૂપ, ગુણ કે કાંતિનો વિચાર કર્યા સિવાય વિષ દેજો.' એટલે ખાત્રી થાય છે કે રૂપ, ગુણ અને કાંતિમાં આ પત્ર લાવનાર પુરુષ પ્રધાનજીની નજરમાં યોગ્ય જણાયો છે, માટે તેને વિષ આપવા સારૂ નહિ, પણ વિષયા આપવા સારૂ મોકલેલો હોવો જોઇએ તેમ છતાં જો વિષયાને યોગ્ય એ પુરુષ નહિ હોય તો મદનભાઇ એકદમ તેને પરણાવી દે તેવા નથી આમ વિચાર કરી તેઓએ 'વિષ'

શબ્દમાં 'યા' ઉમેરી 'વિષયા' શબ્દ પુરો કર્યો, અને જ્યારે મુસાફરોનું ને તેમનું મળવું થયું ત્યારે ચંદ્રહસને જોઇ તેઓને ખાત્રી થઈ 'વિષ' શબ્દ લખવામાં પ્રધાનજીની ભૂલ જ થઇ ગઇ હોવી જોઇએ; તેથી તેઓએ પત્ર પાછો તેમને સ્વાધીન કર્યો.

પત્ર લઈ ચંદ્રહાસ નગરમાં જઇ મદનને મળ્યો, જેણે પત્ર વાંચી પુર્ણ હર્ષથી તેનો સત્કાર કર્યો, અને મંગળમય દિવસે વિષયાનું તેની સાથે પાણીગ્રહણ કરાવ્યું. કેટલેક દિવસે દુષ્ટબુદ્ધિ ચડાઇમાંથી ઘેર પાછો ફર્યો, ત્યારે ચંદ્રહાસને જીવતો જોઇ તેને આશ્ચર્ય લાગ્યું. તપાસ કરતાં જણાયું કે બ્રાહ્મણોનાં ભવિષ્ય પ્રમાણે તે તેનો જમાઇ થઈ ચૂકયો છે, ત્યારે તો તેના હૈયામાં હોળીની ઝાળ પ્રકટી; અને પોતાની દુષ્ટમતિ પ્રમાણે જમાઈ થએલા ચંદ્રહાસને પણ મારી નાંખવાનો તેનો નિશ્ચય ડગ્યો નહિ. તેથી એક દિવસ તેણે ચંદ્રહાસને આજ્ઞા કરી કે 'ગામથી એકાદ માઇલપર દક્ષિણ દિશામાં મારૂં બંધાવેલું એક દેવાલય છે :તેની અમારા કુળની રીત મુજબ તમારે પુજા કરવા જવું જોઇએ, માટે આજે રાત્રિના બીજા પહોરમાં તમે ત્યાં જજો.' અને બીજી તરફથી ચંડાળોને ત્યાં જઇ ચંદ્રહાસનો વધ કરવાનો હુકમ કર્યો.

પણ જેનો સહાયક ઇશ્વર છે તેનું કોઇ અશુભ કરી શકતું નથી. આ વખતે તે ગામનો રાજા કુંતલિક ભય-ભરેલી માંદગીના બિછાના પર હતો, અને ચંદ્રહાસના સહવાસમાં આવેલો હોવાથી તેના ઉપર સારી મમતા રાખતો હતો. તેને વિચાર થયો કે 'મારી પુત્રી વરવા યોગ્ય છે, માટે

હું મરી જાઉં તે પહેલાં તેને કોઇ લાયક પતિ સાથે પરણાવી દઉં તો મારી તે એક ચિંતા ઓછી થાય.' ચંદ્રહાસ રૂપે, ગુણે લાયક પુરુષ છે અને દુષ્ટબુદ્ધિએ પણ પોતાની દીકરી આપી છે તો મારી પુત્રીને માટે પણ એ યોગ્ય પતિ છે. વળી મારે ગાદીવારસ કોઇ નથી, અને પ્રધાન મારું રાજ્ય પચાવી પડયા છે, તેથી ચંદ્રહાસને મારી પાછળ વારસ ઠરાવું તો દુષ્ટબુદ્ધિ પણ ના કહી શકશે નહિ.' આ વિચારથી રાજાએ પ્રધાનના પુત્ર મદનને સત્વર તેડી મંગાવ્યો, અને હૂકમ કર્યો કે 'મારા દેહનો ભરોસો નથી. માટે આજ રાત્રે જ ચંદ્રહાસ સાથે મારી પુત્રીને મંગળફેરા ફેરવી દો.' રાજાનો હુકમ માથે ચડાવી મદન ચંદ્રહાસ પાસે આવ્યો, અને તેને સઘળી વાત કહી દેખાડી. પણ ચંદ્રહાસે જવાબ આપ્યો કે 'આજ રાત્રે તમારા પિતાની આજ્ઞાથી દેવીની પૂજા કરવા મારે જવાનું છે, માટે આજે તે લગ્નનું કામ બની શકશે નહિ.' એટલે મદન બોલ્યો કે 'એ દેવ અમારા કુળદેવ છે તેથી હું તેની પૂજા કરવા જઇશ, એટલે પ્રધાનજીની આજ્ઞાનો ભંગ થશે નહિ, અને રાજાજીની આજ્ઞા પણ પાળી શકાશે.' એ ઠરાવ પ્રમાણે રાત્રિના બીજે પહોરે મદન દેવાલયમાં ગયો, જ્યાં ચંડાળ મારાઓ અંધારાને લીધે તેને ઓળખી શકયા નહિ અને સંકેત મુજબ આ ચંદ્રહાસ જ આવેલ છે એમ માની મદનને મારી નાંખ્યો.

હવે આ તરફ ચંદ્રહાસના લગ્નનો ઠાઠમાઠથી વરઘોડો નીકળ્યો તે જોવાને લોકો એકઠાં થયાં હતાં. ધામધુમનો અવાજ દુષ્ટબુદ્ધિને કાને પડતાં તે પણ પોતાના મહેલના

ગોખમાં આવી ઉભો, અને જૂએ છે તો ચંદ્રહાસને વર-રાજાના પોષાકમાં દીઠો. એ જોઇ પ્રધાને એક નોકર સાથે ચંદ્રહાસને પૂછાવ્યું કે 'દેવાલયમાં પૂજા કરવા કોઇ ગયું છે કે નહિ ?' ચંદ્રહાસે ઉત્તર મોકલ્યો કે ' ત્યાં તો મદન-સિંહ ગયા છે ?' એ ખબર સાંભળતાં જ પ્રધાનને ફાળ પડી, ને લાગલો જ દેવળ તરફ દોડી ગયો, અને ત્યાં જોયું તો મદનનું શબ તેની નજરે પડ્યું.' તેથી તે રોવા કૂટવા ને કલ્પાંત કરવા લાગ્યો. તેની વિમાસણનો પાર રહ્યો નહિ. તેને લાગ્યું કે 'મને હાથનાં કર્યાં હૈયે વાગ્યાં, તેથી હવે હું દુનિયામાં મોઢું શું દેખાડું ? પ્રાણથી પ્યારો મારો એકનો એક પુત્ર ગયો ને હવે મારે જીવીને શું કરવું ?' આ વિચારથી તે પણ આપઘાત કરી ત્યાં જ પડ્યો.

લગ્નના કામમાંથી પરવારી ચંદ્રહાસ મદનની પૂછપરછ કરવા લાગ્યો, અને જ્યારે મોડી રાત થયા છતાં તે પાછા ફર્યાનો પત્તો મળ્યો નહિ ત્યારે તે પણ દેવળ તરફ નીકળી ગયો, જ્યાં પોતાના સસરા તથા સાળાનાં શબ જોઇ તેને ખેદ અને આશ્ચર્ય પેદા થયાં. તેણે દેવની સ્તુતિ કરી અને તેને પ્રસન્ન કરવા પોતાની જાંગ ચીરી દેવને લોહી ચડાવ્યું; તથાપિ દુષ્ટબુદ્ધિના દુરાચરણથી વિમુખ થઇ બેઠેલા દેવ પ્રસન્ન થયા નહિ. આખરે ચંદ્રહાસ પોતાનું માથું અર્પણ કરવા તૈયાર થયો, એટલે દેવ પ્રસન્ન થયા અને ચંદ્રહાસને વરદાન માગવા કહ્યું. તેથી પાસે પડેલાં બન્ને શબને સજીવન કરવાને ચંદ્રહાસે દેવની સ્તુતિ કરી. હવે તે પ્રમાણે શ્રી ઇશ્વરકૃપાથી પિતા પુત્ર સજીવન થયા. હવે દુષ્ટબુદ્ધિ સમજ્યો કે 'હું અને મારો પુત્ર અમારા જીવનને માટે ચંદ્રહાસના જ

આભારી છીએ.' પછી સૌ આનંદ કરતા ઘેર ગયા. કુંતલિક રાજાએ પોતાનું રાજ્ય ચંદ્રહાસને આપ્યું, અને દુષ્ટબુદ્ધિએ પોતાના પુત્ર મદનને તેનો પ્રધાન બનાવ્યો. એ પ્રમાણે સૌ સુખથી વર્તવા લાગ્યા. (મહાભા૦ અ૦ ૫૦ અ૦ ૧૮થી ૨૨.)

**સાર.**

ભલે ભલાઈ, બૂરે બૂરાઇ;
ન દેખી હોય તો, કર દેખો મેરે ભાઈ.

બૂરૂં કરનારનું બૂરૂં થયા વગર રહેતું જ નથી તે દુષ્ટબુદ્ધિનાં આચરણથી ખુલ્લું જણાઇ આવે છે. એથી ઉલટું ભલું કરવાની ચંદ્રહાસની સુબુદ્ધિથી સઘળી આફતોમાં ઇશ્વરે તેનું રક્ષણ કરી તેની સત્કીર્તિ ચોતરફ ફેલાવી. દુષ્ટબુદ્ધિએ ચંદ્રહાસ ઉપર ગમે તેટલું વેર ખેડયું, અને તેના પ્રાણ હરવાને ગમે તેટલી તદબીરો કરી, તથાપિ મોટા દીલને ચંદ્રહાસ પોતાની ભલાઇ ન છોડતાં તેને સજીવન કરવાને પોતાનું શિર અર્પણ કરવા સુધી તૈયાર થયો. મોટાનું શુભ લક્ષણ એ જ છે, કે તેઓ બીજાનો અવગુણ લેશ પણ મનમાં વસવા દેતા નથી, અને કેવળ પરોપકાર બુદ્ધિથી સૌ જીવો સાથે હરહમેશ સદ્‌વર્તન ચલાવ્યાં કરે છે.

---

## વાર્તા ૬૩.

### સુલોચનાના સતીત્વનો પ્રભાવ.

રામચંદ્રજી અને લંકાના રાજા રાવણ વચ્ચે સતી સીતા માટે યુદ્ધ થયું. બંને પક્ષના હજારો યોદ્ધા લડાઇમાં

કપાયા. છેવટે રાવણના પુત્ર ઇન્દ્રજિત અને લક્ષ્મણજી વચ્ચે યુદ્ધ ચાલ્યું. તેમાં એ બંને યોદ્ધાએ એક બીજા ઉપર અનેક જાતનાં બાણુ ફેંકયાં. કોઇ કે ઇથી ગાંજ્યો જાય એવો નહોતો. પૃથ્વી ઉપર રહીને લડતાં ઇન્દ્રજિત ફાવ્યો નહિ ત્યારે તે આકાશમાં બાર યોજન ઉંચો જઇ બાણુ ફેંકવા લાગ્યો, એટલે રામચંદ્રજીની સેનામાંથી હનુમાનજી પોતાના કાંધ ઉપર લક્ષ્મણજીને બેસાડી આકાશ માર્ગે સો યોજન ગયા અને ત્યાંથી શસ્ત્રો ફેંકવા લાગ્યા. એ વખતે દેવતા અને દેવીઓ પણ યુદ્ધ જોવાને આકાશમાં આવી ઉભાં રહ્યાં. અહીં પણ કોઇ વિજયશાળી થવા પામ્યું નહિ, એટલે ફરી બન્ને વીરો પૃથ્વી તળ ઉપર એક બીજા સામે મંડ્યા. છેવટે લક્ષ્મણજીના બાણથી ઇન્દ્રજિતનો વધ થયો. તેનું માથું ધડથી છૂટું પડ્યું, તેને રામચંદ્રજીની સેનાના વાનરો ભગવાન પાસે લઇ ગયા, અને ધડ જે રણક્ષેત્રમાં પડ્યું હતું તેમાંથી એક હાથ ઉડીને લંકા નગરીમાં ઇન્દ્રજિતના મણિમય ભુવનના ચોકમાં જઇ પડ્યો.

આ વખતે તેની સાધ્વી સ્ત્રી સતી સુલોચના દાસીઓ સાથે રાજ્યમહેલની અંદર રહી રહી આનંદ કરતી હતી. ઈન્દ્રજિતના હાથ પડવાથી જે ધબકારો થયો તે તરફ એક દાસીનું ધ્યાન ખેંચાયું, તેથી તેણે મારી વાટે ચોકમાં નજર કરી તો ઈન્દ્રજિતનો હાથ તેના જોવામાં આવ્યો. એ હાથને દાસીએ ઓળખ્યો, તેવી જ તે રાણી સુલોચના પાસે દોડી ગઇ, અને કહ્યું કે 'આપનું ભાવી આવી રહ્યું સમજાય છે, અમારા રાજાજીનો હાથ આપણા ચોકમાં આવી પડ્યો છે.'

આ દુઃખદ સમચાર સાંભળી સુલોચનાને ભારે ફાળ પડી. તે એકદમ ઉભી થઇ. પણ તેના હાથ પગની નસો તુટવા લાગી અને તેનાથી ચલાયું નહિ. પોતાની બે દાસીઓને ખભે હાથરતી ટેકો દઇ મહા મુશ્કેલીથી તે બારી પાસે આવીને ચોકમાં જોવા લાગી. બાજુબંધ, વગેરે આભુષણોથી શણગારેલો પોતાના પતિનો હથ તેણે તરત જ પારખી લીધો, અને હાથવતી માથું અને છાતી કૂટવા લાગી. 'રામચંદ્રજીની સેના ઉપર વિજય મેળવી હું હમણાંજ પાછો આવીશ' એવું કહીને ગયેલા મારા પતિનો વધ કોનાથી અને શી રીતે થયો હશે,' એમ વિલાપ કરતી કરતી તે મૂર્છા ખાઇ પૃથ્વી પર પડી. દાસીના આશ્વાસનથી મૂર્છા વળી, એટલે વળી રુદન કરવા લાગી. આમ રુદન કરવાથી કાંઇ સાર્થક નથી એમ દાસીઓએ દિલાસો આપ્યો ત્યારે તે ઉઠી ને પતિના હાથ પાસે આવી. મૃત ભુજા[1] આગળ તે ગદ્‌ગદ્ કંઠે બોલી કે 'જો, મેં મારૂં પતિવ્રતપણું અખંડ સાચવ્યું હોય તો હે! પતિ! આપનો ઘાત કોણે અને કેવી રીતે કર્યો, તથા આપનું શબ ક્યાં પડ્યું છે તે આ હાથવતી લખી આપો, એટલું બોલી ખડીઓ અને કલમ તે હાથ પાસે મૂક્યાં. ઇન્દ્રજિતના મૃત હાથે ઝડપથી કલમ આંગળીયો વચ્ચે પકડી અને પોતાની હકીકત કાગળ ઉપર નીચે પ્રમાણે લખીઃ—

'ભગવાન રામચંદ્રજીના અનુજ લક્ષ્મણજીએ મારો શિરચ્છેદ કર્યો છે. મારૂં માથું પરમકૃપાળુ ભગવાનના શરણમાં ગયું છે, અને આ દુઃખમય અનિત્ય સંસારના

---

[1] હાથ

બંધનોમાંથી મુક્ત થઇ, હું ભગવાન રામચંદ્રજીની પવિત્ર સેવામાં આનંદ કરૂં છું, મારૂં ધડ રણક્ષેત્રમાં પડ્યું છે અને મારી આ ભુજા અહીં તારી પાસે આવી છે.'

પતિવધના એ વર્તમાન વાંચી સુલોચનાએ પતિની સાથે પરલોકમાં જવાનો નિશ્ચય કર્યો. પતિની ચેહમાં બળવા માટે તેનું માથું ભગવાન પાસેથી મેળવી આપવાને તેના સસરા રાવણને પ્રાર્થના કરવા તે ચાલી, અને પેલી ભુજાને તથા તેણે લખી આપેલા કાગળને સાથે લીધાં. રાજ્યસભામાં જઇ રાવણને તેના પુત્રના મૃત્યુના સમાચાર કહી ભુજા તથા પત્ર તેના હાથમાં મૂક્યાં, અને પોતે દારૂણુ કલ્પાંત કરવા લાગી. ઇન્દ્રજિત મરાયાના ખબરથી આખી રાજસભા શોક સ ગરમાં પડી. પાટવી પુત્રના જવાથી રાવણને આ સંસાર સમુદ્રના પાણી જેવો ખારો થઇ પડ્યો. હજારો માણસોનો કોળાહળ સાંભળી ઇન્દ્રજિતની મા, રાણી મંદોદરી ત્યાં આવી પહોંચ્યાં, અને તે પણ પોતાનો એકનો એક પુત્ર જવાથી ઉંચે સ્વરે વિલાપ કરવા લાગ્યાં. કોલાહલ કાંઇક શાંત પડયો ત્યારે સુલોચના રાવણ પ્રત્યે બોલી કે 'હે! પિતાજી! તમારા પુત્રનું શિર મને લાવી આપો. મારે તેની સંગાતે મારો દેહ અર્પણ કરવાનો છે.' રાવણે સેનાને હુકમ કર્યો કે 'સૌ તૈયાર થઇ જાઓ. કાં તો ઇન્દ્રજિતનુ મસ્તક આપણે લઇ આવવું અથવા તો મારા પ્રાણ છોડતાં સુધી લડવું.' અવિચારી અને સાહસ કરનાર રાવણ ભગવાન રામચંદ્રજીની મોટાઇ કલ્પી શક્યો નહોતો, પણ રાણી મંદોદરી વિચારશીલ અને વિવેકબુદ્ધિવાળી હતી. તેણે દીકરાની વહુને કહ્યું કે 'ભગવાન

મોટા દીલવાળા છે, સતી અને સાધ્વી સ્ત્રીઓ ઉપર ઘણું હેત રાખે છે, તેથી તમે પોતે ત્યાં જઇ તમારા ધણીનું મસ્તક ભગવાન પાસે માગશો, તો તે મહા પ્રભુ તમારી ઇચ્છા પૂર્ણ કર્યા વિના રહેશે નહિ એવી હું તમને ખાત્રી આપું છું.

હવે સતી સુલોચના કેટલાંક માણસો લઈ ભગવાન તરફ આવવા નીકળી એક પાલખીમાં પોતે બેઠી અને સાથે કેટલાંક માણસો લીધાં. ભગવાનથી થોડેક છેટે તે આવી પહોંચી. ત્યારે રામચંદ્રજીની સેનામાંથી કેટલાક વાનરો બોલી ઉઠયા કે 'રાવણે બીહીને સીતાને આપણી તરફ પાછી મોકલી આપી છે, તે પેલી આવે,' પણ વિભીષણ જે રાવણની અનીતિને લીધે તેનો તિરસ્કાર કરી રામચંદ્રજીની સાથે આવી વસ્યો હતો તેણે પોતાના ભત્રીજા ઇંદ્રજિતની સ્ત્રીને ઓળખી કાઢી અને કહ્યું કે 'એ તો મારા ભત્રીજાની સ્ત્રી સુલોચના છે;' એટલામાં પાલખીમાંથી હેઠે ઉતરી સુલોચના રામચંદ્રજી આગળ આવી હાજર થઇ. દીનવાણીથી તે પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરવા લાગી કે 'હે! મહારાજ! મારા પતિનો વધ થવાથી તેમનું મસ્તક આપની પાસે આવ્યું છે, અને મારા પતિનો એ રીતે ઉદ્ધાર થયો છે, પણ મારા પતિની સાથે જવામાં મને ઢીલ થાય છે; માટે કૃપા કરી તેમનું શિર મને પાછું સોંપો, એટલે હું તેમના શબની સાથે બળીને મારો દેહ અર્પણ કરૂં, અને અમે બંને દંપતી હમેશને માટે આપના ચરણમાં સુખવાસ કરીએ,' સુલોચનાની આવા પ્રકારની માગણી સાંભળી નળ, નીલ, જાંબુવાન, વગેરે કપિસૈન્યના અગ્રેસરો જે રામચંદ્રજીની હજુરમાં બેઠા હતા તેઓએ શંકા

કરી પૂછયું કે 'તમારા પતિનું શિર ભગવાન પાસે આવ્યું છે એ તમે શા ઉપરથી કહી શકો છો ? પ્રભુ પાસે ઇન્દ્રજિતનું માથું આવ્યાની તમે ખાત્રી કરી આપો.' પછી સુલોચનાએ ઇન્દ્રજિતને હાથે લખાયેલી ચીઠી બતાવી આટલું છતાં પણ સુલોચનાના સતીત્વની કસોટી કરવા કપિઓ બોલ્યા કે જો એ માથું તમારા ધણીનું હોય તો તમે તેને એક વખત હસાવો એટલે તમારી માગણી સ્વીકારવામાં આવશે.' કપિઓનું આ બોલવું સાંભળી રામચંદ્રજી બોલ્યા કે 'તમે સતી સુલોચનાની અતિ કઠણ કસોટી કરો છો, પણ સતીઓના પુણ્યનો પ્રભાવ એવો તો બળવાન હોય છે કે ગમે તેવું દુર્ઘટ કાર્ય તેઓ વચનના બળવડે કરવાને શક્તિવાન હોય છે,' સુલોચનાને પોતાના પતિવ્રતપણા વિષે લેશ પણ શંકા નહોતી, પણ મુએલા માણસનું માથું કેમ હસશે એ મોટી શંકાનું કારણ થઇ પડયું, ગમે તે ઉપાયે પતિનું માથું મેળવવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો, તેથી પોતાની જાત ઉપર પૂર્ણ વિશ્વાસ મૂકી બે હાથ જોડી તે બોલી કે 'હે ! પતિ ! મારા પ્રતિવ્રતપણામાં કોઇપણ પ્રકારે કદી મેં શિથિલતા બતાવી નથી, અનન્ય પૂજ્યભાવથી પરમેશ્વર તરીકે મેં આપનું ચિંતવન કર્યું છે આજ્ઞાભંગનો કે બીજો કશો દોષ મેં કર્યો નથી, એ સઘળા મારા સદાચારનું જો કાંઇ ફળ હોય, તો મારી લાજ રાખવા હે ! પતિ ! તમે એક વખત હસજો.' પણ તે માથું હસ્યું નહિ એમ બીજી વખત પણ પ્રાર્થના કરી તે પણ ફોગટ ગઇ. છેવટે તે બોલી ઉઠી કે 'જો મારા પિતા શેષનાગ આપની મદદમાં હોત તો કદી પણ આપનો વધ થવા દેત નહિ.' એ સાંભળી પેલું માથું ખડખડ હસ્યું કપિઓ વિસ્મય પામ્યા. તેઓ ભગવાનને

પુછવા લાગ્યા કે 'હે! મહારાજ! શેષનાગની મદદની વાત સાંભળી મથું કેમ હસ્યું!' ભગવાન બોલ્યા કે 'હે! સૈનિકો, લક્ષ્મણજી શેષનાગનો અવતાર છે અને તેમણે તો ઇંદ્રજિતનો વધ કર્યો છે તે તમે સૌ જાણો છો. તોપછી સુલોચના તેના પિતા શેષનાગની મદદ મેળવવાની ઇચ્છા બતાવે છે ને કેવળ હાસ્ય ઉત્પન્ન કરે તેવી વાત છે તેથી મસ્તકને હસવું આવ્યું કે 'તારો પિતા તો મને મારનાર જ છે.' સુલોચના પોતાની પુત્રીછે એ વાત સભામાં બેઠેલા લક્ષ્મણજીએ જાણી ત્યારે તે કલ્પાંત કરવા લાગ્યા તેમણે ભગવાનને પ્રાર્થના કરી કે 'મહારાજ, આપની આજ્ઞા હોય તો ઈન્દ્રજિતને સજીવન કરી મારી પુત્રી સુલોચનાનું વૈધવ્ય દુઃખ મટાડું.' પણ સુલોચના બોલી કે 'આ દુઃખમય સંસારમાંથી મુક્ત થઇ મારા પતિ તથા હું પ્રભુના શરણમાં અવિચળ સુખ મેળવવા ભાગ્યશાળી થયાં છીએ, માટે જે થયું છે તે અમારા હિતનું છે. રંડાપાનો મને કશો બળાપો નથી, અને મારે એ ભોગવવા રહેવું પણ નથી.'

પછી પેલું મસ્તક સુલોચનાને સ્વાધીન કરવામાં આવ્યું. અહીંથી તે રણક્ષેત્રમાં આવી અને તેના ધણીનું ધડ શોધી કાઢયું. પછી સમુદ્ર તટે આવી એક ચીતા ખડકી. રાવણ, મંદોદરી અને રાજ્યકુટુંબનાં તથા પ્રજાવર્ગનાં હજારો માણસો ત્યાં આવી પહોંચ્યાં. સતીએ સમુદ્રજળમાં સ્નાન કર્યું અને પછી તે ચીતામાં બેસી પતિનું માથું ખોળામાં લઇ અગ્નિસ્પર્શ કરવાની આજ્ઞા કરી ઈન્દ્રજિતનાં માત પિતા રુદન કરતાં સમુદ્રમાં સ્નાન કરી પોતાને ઠેકાણે ગયાં. ઇન્દ્રજિત

અને સુલોચનાનો જીવ તત્ક્ષણ અમર આત્મામાં એક થઇ અવિચળ શાંતિ મેળવવા સ્વર્ગ તરફ સીધાવ્યા. (રા૦ યુ૦ કાં૦ અ૦ ૨૫ થી ૩૦.)

## સાર.

સતી સ્ત્રીનાં પરાક્રમ અજાયેબી ભરેલાં હોય છે. ઇશ્વર પણ તેને આધીન છે એમ કહીએ તો ચાલે પતિની સાથે પત્નીભાવમાં જોડાઇ તેની તરફ પૂજ્યભાવથી વર્તન કરવું, તથા તેના સુખ દુઃખમાં ખરી લગણીથી ભાગ લેવો, તેના જીવે જીવવું, અને તેના મૂએ મરવું એવો અપ્રતીમ પ્રેમ એ જ સાધ્વી સ્ત્રીઓનું રૂપ, શોભા, અને શણગારછે. પરંતુ જ્યાં સુધી સ્વાર્થ સરે ત્યાંસુધી ઉપરના ડોળથી પ્રેમ દર્શાવવો અને પતિની હીન અવસ્થા થાય ત્યારે દુઃખમાં તેને ડામવો એ કેવળ આર્યધર્મથી વિપરીત આચરણ, આજકાલની કલિયુગની સતી નામધારી સ્ત્રીઓમાં નજરે પડે છે,

---

## વાર્તા ૬૪.

### કૌશિક અને બગલી.

પૂર્વે કૌશિક નામે એક મહા તપસ્વી બ્રાહ્મણ હતો. તપના બળથી તેમણે કેટલીક સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી. એક દિવસ એક વૃક્ષ નીચે તે બેઠો હતો તેવામાં વૃક્ષ ઉપર બેઠેલી એક બગલીની ચરક તેના શરીર ઉપર પડી. આથી કૌશિકને ક્રોધ ચડ્યો, અને તેણે ઉંચે વૃક્ષ તરફ નજર કરી

તો બગલી તેની નજરે પડી. ભારે ક્રોધની નજર બગલી ઉપર પડતાં જ તે બળીને ભસ્મ થઇ ગઇ અને ખરખર કરતી નીચે પડી. પ્રાણાંત કાળે તરફડતી બગલીને જોઇ મુનિ કૌશિકને દયા તો ઉપજી, પણ તપના પ્રતાપે પોતે મેળવેલી આ શક્તિને માટે તેને ગર્વ થયો.

ત્યાંથી ઉઠી કૌશિક પોતાનો દેહ શુદ્ધ કરવા જળાશયમાં ગયો અને ત્યાં નાહી ધોઈ પાસેના નગરમાં ભિક્ષામાટે ચાલ્યો. નગરમાં ફરતાં ફરતાં કોઇ એક બ્રાહ્મણને ત્યાં કૌશિક આવી પહોંચ્યો. બ્રાહ્મણ ગામમાં ભિક્ષા કરવા ગયો હતો, અને તેની સ્ત્રી પતિની રાહ જોતી ઘરે બેઠી હતી. એવામાં કૌશિક ભિક્ષા માટે ત્યાં આવી ઉભા. ભિક્ષુક અને અતિથિનો એ બ્રાહ્મણની સ્ત્રી શુદ્ધ ભાવથી સત્કાર કરતી હતી, તેથી ભિક્ષુકને આંગણામાં ઉભેલો જોઇ લાગલી જ તે ઘરમાં દોડી ગઈ અને ભિક્ષા આપવા માટે કાંઇક અન્ન લઇને તે ઘરમાંથી પાછી બહાર આવતી હતી, તેવામાં તેનો પતિ ઘેર આવ્યો પતિને જોતાં જ પતિસેવામાં લીન થયેલી તે બ્રાહ્મણી ભિક્ષુકને આપવાનું અન્ન ત્યાંજ પડતું મૂકી પતિસેવામાં પડી. એમ કરતાં કેટલોક વખત વહી જવાથી કૌશિક મુનિ વધારે ને વધારે અધીરા બનતા ગયા. આખરે પતિસેવામાંથી પરવારી કૌશિકને ભિક્ષા આપવા તે બાઇ ફરીને આવી, ત્યારે કૌશિકના ક્રોધનો પાર રહયો નહોતો. ભિક્ષા લેતાં લેતાં કૌશિક બોલ્યા કે ‘ બાઇ, તમે આંગણે આવેલા અતિથિને આટલી બધી વાર કેમ વીસારી મૂકયો ?’ એમ કહી બગલી તરફ જેવા ક્રોધની નજરથી જોયું હતું તે કરતાં વધારે તીવ્ર ક્રોધની દ્રષ્ટિ તે બાઇ તરફ કરી. પરંતુ તેની

કશી માઠી અસર તે બાઇ પર થઈ નહિ. ભિક્ષુકને ક્રોધ ચડેલો જોઇ તેને શાંત પાડવા તે ભલી સ્ત્રીએ કહ્યું કે ' મહારાજ, મને ક્ષમા કરો. ' અતિથિની સેવા કરવી એ મારો ધર્મ હું સમજું છું, પણ તે કરતાં પતિસેવાને હું વધારે ઉંચા પ્રકારનો ધર્મ માનું છું, અનેક પ્રકારની તપશ્ચર્યાઓ અને ખુદ ઇશ્વરભક્તિ કરતાં પણ પતિભક્તિ એ સ્ત્રીઓને માટે પહેલો અને સર્વોત્કૃષ્ટ ધર્મ છે, માટે આપે ક્ષમા રાખતાં શીખવું જોઇએ. ક્રોધને શાસ્ત્રકારોએ ચંડાળ કહ્યો છે. જેમ એક ચંડાળને અડકતાં દેહ અપવિત્ર થાય છે તેમ ક્રોધનો સ્પર્શ થતાં મનુષ્યનો પવિત્ર આત્મા અશુદ્ધ થાય છે. માટે આપના જેવા તપસ્વીઓએ ક્ષમારૂપી આભુષણથી પોતાના આત્માને સુશોભિત રાખવો જોઇએ. તેને બદલે આપ મારી તરફ ક્રોધ કરો છો તેથી આપનું અહિત થાય છે. વળી હું કાંઈ બગલી નથી કે ક્રોધયુક્ત દ્રષ્ટિપાત મારા પર અસર કરે. ' બ્રાહ્મણીનું આ કહેવું સાંભળી કૌશિકની નવાઇનો પાર રહ્યો નહિ. તેણે પૂછ્યું કે ' બાઇ, તમે બગલીની વાત શી રીતે જાણી ? અરણ્યમાં બગલી અને મારા સિવાય બીજું કોઇ જ નહોતું. ' તે સ્ત્રીએ જવાબ વાળ્યો કે ' મહારાજ, તપશ્ચર્યાથી કરી મેં કોઇ સિદ્ધિ મેળવેલી નથી, અને પોતાનો ખરો ધર્મ ભૂલી જઇ તપશ્ચર્યાથી સિદ્ધિ મેળવવાની હું જરૂર જોતી નથી.' જે મનુષ્ય પોતાનો ખરેખરો નીતિધર્મ બજાવે છે તેની પાસે સિદ્ધિઓ આપોઆપ વણતેડાવી આવે છે. પતિ પ્રત્યેના મારા સર્વોત્કૃષ્ટ ભક્તિભાવને લીધે બગલીની વાત હું જાણી શકું છું,

અને એથી પણ વિશેષ ખાત્રી આપને કરવી હોય તો મિ-
થિલાનગરીમાં એક પારધી છે તેની પાસે તમે જાઓ, '

અરણ્યમાં દેહને અનેક પ્રકારનાં કષ્ટ આપી, વનવાસનાં
દુઃખો ભોગવી અતિ પરાકાષ્ટએ મેળવેલી પોતાની સિદ્ધિઓ
ગૃહસ્થાશ્રમમાં રમી રહેલી આ બાઇ અને મિથિલાનગરીનો
પારધી એ બેની શક્તિઓ આગળ કંઇ વિસાતમાં નથી.
તેથી હવે પારધીની શક્તિ જોવા જાઉં એવી તીવ્ર અભિ-
લાષા કૌશિકને પેદા થઇ. તે મિથિલા તરફ ચાલ્યો પારધીનું
નામ પૂછતાં પૂછતાં તે તેની દુકાને પહોંચ્યો. દુકાન આગળ
ગ્રાહકોની ઠઠ જામી રહેલી હતી, એટલે મુનિ કૌશિક થોડેક
દૂર ઉભા રહ્યા. કૌશિકને જોઇ પારધી બોલ્યો કે ' પેલા
બ્રાહ્મણની સ્ત્રીએ આપને મારી પાસે મોકલ્યા છે તેનું કારણ
મારા જાણવામાં છે, માટે ગ્રાહકોનું કામ પતાવી હું હમણાં
જ આપની સેવામાં હાજર થઇશ, માટે ધીરજ રાખજો.'
આથી તો કૌશિક દિગ્મૂઢ બની ગયા. જે માણસ એક
પારધીનો ધંધો કરે છે તેનામાં અજાયબ જેવી શક્તિ જોઇ
તેનું કારણ જાણવાને કૌશિકની અધીરાઇ વધતી જ ચાલી.
પોતાના કામમાંથી ફારક થઇ પારધી કૌશિક પાસે આવ્યો.
નીચો નમી કૌશિકના પગ વચ્ચે માથું નાંખ્યા, પછી તે
બોલ્યો કે ' હે મુનિ ! મારે ઘેર આપ પધારો ' કૌશિકને
ઘેર લેઇ જઈ પોતાનાં વૃદ્ધ માબાપ તેણે બતાવ્યાં, અને
કહ્યું કે ' આ બધો પ્રતાપ આ મારાં માત પિતાનો જ
છે.' મેં કોઇ પણ પ્રકારનું તપ કર્યું નથી, પણ મારાં
માતા પિતાની સેવામાં હું હરહંમેશ મચ્યો રહું છું.
દુનિઆમાં કોઇ મારો શત્રુ કે કોઇ મારો મિત્ર નથી. સર્વને

હું ભ્રાતૃભાવથી સમાન ગણું છું, અને પિતૃભક્તિ બજાવું છું અને ઉદરનિર્વાહ ચલાવું છું. એ સિવાય કોઇ પણ જાતની માથાફોડમાં હું ઉતરતો નથી જે કાંઇ શકિત હું ધરાવું છું તે મારા આ વર્ત્તનનું પરિણામ છે એમ હું માનું છું. ( મહા૦ ભા૦ વન ૫૦ અ૦ ૨૦૫ )

**સાર.**

સ્રીને પતિભક્તિનું અને પુત્રને પિતૃભક્તિનું કેવું સર્વોત્કૃષ્ટ ફળ પ્રાપ્ત થાય છે, અને બીજાં કોઇ પણ ફળ કરતાં કેવું ચડીયાતું છે તે આ વાત સંપૂર્ણપણે બતાવી આપે છે. ખરો નીતિ ધર્મ બજાવવાનું વીસરી જઇ જે લોકો આડાંઅવળાં ફાંફાં મારે છે તે હાથમાંનો હીરો પડતો મુકી કાંકરાને બાઝવા ગયા બરાબરછે તેવા લોકોને આ વાત અચ્છો ધડો આપે છે.

---

## વાર્તા ૬૫.

### રજક અને રામચંદ્રજી.

અયોધ્યામાં ભગવાન શ્રીરામચંદ્રજી રાજ્ય કરતા હતા. રાજ્ય કરતાં ઘણાએક વર્ષ વીતી ગયાં. એક સમયેસીતાજીને ગર્ભ રહયો ત્યારે વસંતઋતુના ખુશનુમા દિવસની મજા ભોગવવા સીતાજી સાથે રામચંદ્રજી વનમાં ગયા. પુષ્પો વેલીઓ, લત્તાઓ અને વુક્ષો જોતાં જોતાં એક ઘટાદાર વૃક્ષ નીચે તેની શીતળ છાયાનું સુખ ભોગવવા બેઠા. ગર્ભવતી સ્રીઓને અનેક જાતની ઇચ્છાઓ પેદા થાય છે તે પતિએ પૂરી કરવી જોઇએ

એવું આર્યશાસ્ત્રોનું ફરમાન છે તેથી મહાત્મા રામચંદ્રજીએ સતીને પૂછ્યુ કે 'તમારે શી ઇચ્છા છે તે કહો એટલે તમારી મનઃકામના હુ પરિપૂર્ણ કરૂં.' સીતાજીએ જવાબ વાળ્યો કે 'મહારાજ, આ વનમાં ચાર પાંચ દિવસ રહેવાની અને કોઇ મહાત્મા પુરૂષો મળી આવે તો તેમનાં દર્શન કરવાની મારી ઇચ્છા છે.' ભગવાન બોલ્યા કે 'ચૌદ વર્ષ સુધી આપણે વનનાં સંકટો વેઠયાં છે તોપણ વનમાં રહેવાની તમારી ઇચ્છા શું હજી તૃપ્ત થઇ નથી? પણ વનવાસ ભોગવવાની તમારી ઇચ્છા છે તો તે પુરી થશે માટે અત્યારે તો ચાલો, ઘેર જઇએ." એમ કહી બન્ને ઘેર ગયાં પછી રામચંદ્રજીએ શહેરના કોટવાલને બોલાવ્યો, અને તેને પૂછ્યું કે 'મારા વિષે જે કાંઈ વાતો કે ચર્ચા નગરના લોકો કહેતા હોય તે જેવી હોય તેવી મને કહી સંભળાવો. સારી નરસી વાત થતી હોય તે કહેતાં સંકોચ રાખવો નહિ' કોટવાળે કહ્યું 'મહારાજ, આપનાં નેક રાજ્યમાં લોક સૌ સુખશાંતીમાં રહે છે તેથી લોકો આપનાં બહુ વખાણ કરે છે. પરંતુ આખા નગરમાં માત્ર એક જ જણ આપની નિંદા કરતો મેં સાંભળ્યો છે. પણ તે નીચ જ્ઞાતિનો છે, એટલે તેનું કહેવું ભાર તોલવાનું નથી આ ગામમાં એક ધોબી રહે છે તેને તેની સ્ત્રી સાથે તકરાર થઇ તેથી તે [illegible] તેને પીયેર જતી રહી હતી. લાંબી મુદત ત્યાં રહ્યા પછી તે સ્ત્રીનો બાપ તેને તેડીને તેને સાસરે મૂકવા આવ્યો [illegible] ધોબીને ઘણું એ સમજાવ્યો કે તું તારી સ્ત્રીને પાછી ઘરમાં સંઘર, પણ તે કેમે કર્યો માન્યો નહિ, અને કહ્યું કે 'હુ કાંઇ 'રામ' નથી જે આટલા દિવસ

બહાર રહેલી સ્ત્રીને પાછી સંઘરૂં. માટે તમે તમારે ઘેર તેને પાછી લઇ જાઓ. હું તેને સંઘરનાર નથી. તેને સંઘરીને મારે રામની પેઠે લોકોની હાંસીને પાત્ર થવું નથી ”

કોટવાળની વાત સાંભળી લઇ રામચંદ્રજીએ તેને રજા આપી. પછી પોતાના ભાઈ લક્ષ્મણજીને બોલાવી એકાંતમાં કહ્યું કે ‘ તમે કાલે સવારે સીતાજીને રથમાં બેસાડી વનમાં મૂકી આવો.’ આ દુઃખદ સમાચાર સાંભળી લક્ષ્મણજીને લાગ્યું કે રામચંદ્રજીની બુદ્ધિ ફરી ગઇ છે તેમણે વિનયપૂર્વક વડીલ ભાઇની પ્રાર્થના કરી કે ‘સીતાજી જેવાં સતિનો એવો શું અપરાધ છે કે તમે આવી ભારે શિક્ષા ફરમાવો છો. વળી તે ગર્ભવંતાં છે, તેવી સ્થિતિમાં વગડામાં એમનું બાન કોણ ? એ બીરૂ જાતિને એકલાં રાખી આવવાની તમે આજ્ઞા કરો છો તેનો કાંઇ વિચાર કર્યો હોય એમ મને લાગતું નથી ’ ભગવાન બોલ્યા કે ‘ભાઇ લક્ષ્મણ, હું સારી પેઠે જાણું છું’ કે સીતાનો કશો અપરાધ નથી, તે સાધ્વી અને સતી સ્ત્રી છે. પણ ધોબી જેવા હલકા માણસના વચનનો પ્રહાર મારાથી સહન થઇ શકતો નથી.’ એમ કહી કોટવાળે સંભળાવેલી હકીકત લક્ષ્મણજીને જણાવી. એક નીચ જાતના ધોબીના વચનરૂપી બાણથી સીતા જેવી સાધ્વી સ્ત્રીને માથે કેર વરતાવાનો વખત આવી લાગેલો જાણી લક્ષ્મણજી ક્રોધથી લાલચોળ બની ગયા તે બોલ્યા કે ’ એ દુષ્ટ ચંડાળની જીભ સમશેરવતી હમણાં કાપી આવું છું. પણ એક વખત કૃપા કરી આપ આપની આજ્ઞા પાછી ખેંચી લો. ’ ભગવાને લક્ષ્મણજીને સમજાવ્યા કે

ધોબી ઉપર ક્રોધ કરવાનું કાંઇ કારણ નથી. હું તમને ફરી આજ્ઞા કરૂ છું કે 'તમારે સવારમાં સીતાને વનમાં મુકી આવી મારી આજ્ઞા મને પાછી સોંપવી. જે ભાવી બનવાનું છે, તે કોઇથી મિથ્યા થઇ શકે તેમ નથી, માટે તમારે કાંઇપણ ડહાપણ કરવાનું કામ નથી, હું જે નિશ્ચયપર આવ્યો છું તે ખરોજ છે."

ભગવાનનો આવો નિશ્ચય જોઇ લક્ષ્મણજીએ તેમની આજ્ઞા શિર ચડાવી અને કહ્યું કે 'આપની આજ્ઞા મુજબ સવારે હું સીતાને વનમાં મુકી આવીશ.' પછી રાજકુટુંબના ભારે શોક વચ્ચે સીતાને લઇ લક્ષ્મણજી બીજી સવારે વનમાં ગયા. ત્યાં એકાંત સ્થળે સીતાને રથમાંથા હેઠે ઉતરી અતિ કલ્પાંત કરતાં મુકીને લક્ષ્મણજી વળી નીકળ્યા. (રા૦ અ૦ કાં૦ અ૦ ૨૫)

**સાર.**

પૂર્વ જન્મમાં આ વાતમાંનો ધોબી પોપટ હતો. તેને તેની સ્ત્રી મેનાથી સીતાએ બાલ્યાવસ્થામાં વિખુટો પાડયો હતો. તે પાપકર્મના પ્રભાવથી સીતાને રામચંદ્રજીથી વિખુટાં પડવાનો વખત આવ્યો. સહનશીલતામાં ભગવાન રામચંદ્રજી કાંઇ ઓછા નહોતા કે એક ધોબીના કહેવાપરથી સીતાને સાધ્વી જાણ્યા છતાં તેનો ત્યાગ કરે, પણ વગર વિચાર્યાં પાછલાં પાપકર્મનું ફળ મનુષ્ય માત્રે ભોગવવું જોઇએ એ સીતાના દ્રષ્ટાંતથી લોકોને સમજાવવાનો ભગવાનનો હેતુ હતો. પક્ષી સરખાંને પણ વિના અપરાધે દુઃખ દેવું એ મહાઘોર

પાતક છે, અને તેનાં બુરાં ફળ એવાં પાપ કરનાર મનુષ્યે ભોગવવાં જોઇએ એ આ વાતમાં ધડો લેવા જોગ સાર છે.

---

## વાર્તા ૬૬.

## ધર્મરાજાની ન્યાયબુદ્ધિ.

પૂર્વે હસ્તિનાપુરના રાજ્ય માટે પાંડવો અને કૌરવો દાવો કરતા હતા. તેમાં કૌરવોનો વડો દુર્યોધન દુષ્ટ આચરણોથી પાંડવોનો ભાગ પચાવી પડવાની તદબીર રચ્યા કરતો હતો વખતોવખતની પજવણીને લીધે પાંડવો દૂર જઇ રહ્યા હતા, પરંતુ પાપી દુર્યોધન તેમનું કાસળ કાઢવાને નવી નવી યુક્તિઓ ઉભી કરતો હતો.

એક દિવસ તેણે પાંડવોને પત્ર લખી ગોત્રયાગ કરવા તેડાવ્યા. પાંડવોના વડા યુધિષ્ઠિર એકમાર્ગી, ભોળા અને ભલા હતા, તેથી ઘડી ઘડીમાં કૌરવોની દુષ્ટબુદ્ધિ તરફ ક્ષમાદ્રષ્ટિ કરી જઇ ભ્રાતૃભાવ બતાવાવાને ઉત્સુક રહેતા એટલુજ નહિ પણ કૌરવોની પ્રપંચજાળમાં તેમને ફસાઇ જતાં વાર લાગતી નહિ. કૌરવોના આમંત્રણને માન આપી ગોત્રયાગની ક્રિયામાં તે તેમની સાથે સામેલ થયા. એ ક્રિયા થઇ રહ્યા પછી સૌ જમીને બેઠા હતા, તેવામાં કપટી દુર્યોધન બોલ્યો, 'મોટા ભાઇ, આજે આપણે આનંદ કરવા ભેગા થયા છીએ, તો આમ એક બીજાના સામે ટગર ટગર જોઇ મુંગે મોઢે બેસી રહેવાથી આપણો વખત જશે નહિ, અને આનંદ પણ આવશે નહિ માટે મારી એવી ઇચ્છા છે કે આજે આપણે

દ્યુત રમીએ તેમાં કાંઇ હારજીતની હોડ કરીએ, તો રમતાં અધિક ઉત્સાહ અને આનંદ મળશે ' ભોળા યુધિષ્ઠિરે હા કહી. પછી બંને ભાયઓ દ્યુત રમવા બેઠા દુર્યોધનનો મામો શકુની યુધિષ્ટિરની બાજુમાં બેઠો, આ શકુની મહા પ્રપંચી અને નીચ હતો. કૌરવોને અવળી સલાહ આપી પાંડવોને રાજ્યમાંથી ભગ આપવા દેતો નહિ. દ્યુત રમતાં દરેક દાવામાં યુધિષ્ટિરના પસા સવળા પડે તેને શકુની પોતની વિદ્યાના બળે અવળા કરી નાંખતો. આમ શકુનીના દાવપેચથી યુધિષ્ઠિર હાર્યા અને દુર્યોધન જીત્યો, તથા આ પહેલી રમતના દાવપર રાજપાટ અને સ્ત્રી તથ સર્વસ્વ માંડેલું હતું ને સઘળું યુધિષ્ટિર ખોઇ બેઠા. 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ એ શાસ્ત્રોક્ત કથન અનુસાર યુધિષ્ટિર જેવા મહાત્મા પુરૂષ જુગારની બદીમાં પડી રાજપાટ અને સ્ત્રી ખોઇ બેઠા, પણ ' હાર્યો જુગારી બમણું રમે, ' તેમ તેઓએ બીજી બાજી આદરી. આ વખતે હારે તે બાર વરસ વનવાસ જાય, અને વનવાસની તેટલી મુદ્દત પુરી થયા પછી તેરમું વરસ છુપા રહે: અને તેમ કરતાં અગર જો છતા થઇ જાયતો બીજાં બારવરસ વનવસ વેઠે એવી શરત કરવામાં આવી, અને તેમાં પણ યુધિ-ષ્ઠિરની હારજ થઇ, આ બે ટી તકનો લાભ લઇ પાંડવોની સતી સ્ત્રી દ્રૌપદીને દુર્યોધને પોતાની રાજસભામાં બોલાવી લાવવા એક સેવકને હુકમ કર્યો સેવક ગયો તો ખરો, પણ રસ્તે ચાલતાં તે વિચારવા લાગ્યો જે દ્રૌપદી મહા સતી છે. રાજ-સભામાં આવવાનું કહીશ તો તે અપમાનના બદલામાં મને જે શાપ તેના તરફથી થશે તેથી મારા અકલ્યાણ સિવાય બીજી શી આશા રાખી શકું? પરંતુ એક તરફથી જેમ આ હાનિછે તેમ બીજી તરફથી સેવકધર્મ નહિ બજાવું તો રાજા મને કોણ જાણે શું એ કરશે? દુર્યોધન રાજા પોતે દ્યુતમાં

જીતવાથી પોતાને બ્રહ્માંડમાં સર્વોપરી માની બેઠો છે, પણ તેને ખબર નથી કે કાળ સર્વનો કોળીઓ કરી જાય છે, ત્યાં ગમે તેવો મહાન્ કે પરાક્રમી રાજા-તે માત્ર પામર મનુષ્ય છે,માટે આવું અઘટીત કર્મ આચરતાં શું તેને લાજ આવતી નહિ હોય ? હશે, જીવ, તેનું કામ તે જાણે. પણ આપણાથી તો એવી મહા સતી અને સાધ્વી મહારાણીને રાજાનો સંદેશો કેમ કહેવાય ? એમ સંકલ્પવિકલ્પ કરતો તે દ્રૌપદીના મહેલ પાસે આવી પહોંચ્યો, અને ખિન્ન હૃદયથી જણાવ્યું કે, મારા રાજાજીએ મને એક એવો હુકમ લઈ મોકલ્યો છે કે જે આપને નિવેદન કરતાં મારી જીભ કાં તુટી ન પડે? માટે હે સતિ, આપની ક્ષમા માગી કહું છું કે એ મુર્ખ રાજાએ આપને તેની રાજસભામાં તેડી લાવવા મને મોકલ્યો છે, પરંતુ હું તો ચિટ્ઠીનો ચાકર છું, માટે આવવું ન આવવું એ આપની ઇચ્છા, ' સેવકનાં વચનો સાંભળી દ્રૌપદીને ઘણો ક્રોધ ચઢયો, અને તેણે સેવકને કહ્યું " તું તારે ઘરે જા અને તારા રાજાને કહે જે કે ' હું રાજસભામાં આવવાની નથી" બિચારી દ્રૌપદી જાણતી નહોતી કે યુધિષ્ઠિર દ્યુતમાં તેનેન પણ હારી બેઠા છે.

સેવક દુર્યોધન પાસે આવ્યો, અને તે દ્રૌપદીને લાવી શકયો નહિ. તેથી ચીડાઇને રાજાએ તેને પ્રહાર કર્યો અને પોતાના ભાઇ દુઃશાસનને દ્રૌપદીને લઇ આવવા મોકલ્યો. દુષ્ટ દુઃશાસન સતી દ્રૌપદીને મારતો મારતો દુર્યોધનની રાજસભામાં લઇ આવ્યો અહિં રાજસભામાં પાંડવો અને ભીષ્મ, દ્રોણાચાર્ય. કૃપાચાર્ય વગેરે મહાન પુરુષો બેઠા હતા. તેમણે દુર્યોધનને બહુએ વાર્યો, પણ કોઇનું કહેવુ તેણે ગણકાર્યું નહિ, અને દ્રૌપદીનું ચીર ખેંચવા માંડયું. આ

વખતે ભીમસેન જે સભામાં હાજર હતો તેણે ધર્મરાજાને કહ્યું કે 'મોટા ભાઇ, તમે તો ત્યાગી થઇને બેઠા છો, એટલે આ અપમાન સહન કરો, પણ અમારાથી આ જોયું જતું નથી, માટે આજ્ઞા આપો તો એક ગદાથી દુર્યોધનના ચુરેચુરા કરી નાંખું.' એમ કહી તે એકદમ ઉભો થવા જાય છે, તેવો જ તેને ધર્મરાજાએ બાવડું ઝાલી પાછો બેસાડયો, અને કહ્યું કે 'ભાઇ, આપણે નિરુપાય છીએ. આપણે દ્યુતમાં દ્રૌપદીને હારી બેઠા છીએ, તેથી આપણાથી એક શુકન સરખો પણ બોલાય તેમ નથી.' એમ બહુ બહુ સમજાવી ભીમને વારી રાખ્યો. હવે નિરાધાર થયેલી દ્રૌપદી શ્રી હરિને મદદ માટે પ્રાર્થના કરવા લાગી. અને તે ભક્તવત્સલ પ્રભુએ દ્રૌપદીને તેના સતીત્વના પ્રતાપે નવસેં નવાણું ચીર પુર્યાં જેમ જેમ દુષ્ટ દુર્યોધન તેના શરીર પરથી ચીર ખેંચવા લગ્યો તેમ તેમ નવું ચીર સતીના શરીરપર દેખાવા લગ્યું. એમ નવસે નવાણું ચીર તેણે ખેંચ્યાં ત્યારે સભામાં ભારે કોળાહળ થઇ રહ્યો અને સૌ દુર્યોધનને કહેવા લાગ્યા કે 'સતી સ્ત્રીના સતીત્વને પ્રભાવે આટલાં બધાં ચીર પુરાયાં એવી સ્ત્રીની લાજ લોપીને તમે સાર નહિ કાઢો, માટે ક્ષમા કરો ત્યારે જ દુર્યોધન અટકયો. (મહા૦ સભા૦ પર્વ૦ અ૦ ૯)

## સાર.

આપત્તિકાળમાં યુધિષ્ટિરે કેટલી બધી સહનશીલતા તથા ન્યાયબુદ્ધિ બતાવ્યા છે તે આ વાત આપણને શીખવે છે દ્યુતથી કેવી ખુહરી થાય છે તે આ વાતનો બીજો સાર છે, અને પતિવ્રતા સ્ત્રીઓ પોતાનું 'પણ' દુઃખને વખતે સાચવી રાખે છે તો તેથી તેમની સહાય પરમેશ્વર પોતે કરે છે, અને તેમની કીર્તિ વધે છે.

# વાર્તા ૬૨.

## કલિયુગનું સ્વરૂપ.

એક દિવસ ધર્મરાજા સભા ભરીને બેઠા હતા એવામાં એક અદ્‌ભૂત દેખાવનો માણસ કચેરીમાં આવી ચડયો તેને માથે મૂંડો હતો, કંઠમાં પત્થરની માળા પહેરી હતી, ખભાપર ઉપવીત ધારણ કર્યું હતું અને હાથમાં વેદ હતા. એવો વેષ દેખીને ધર્મરાજાએ તેને પૂછ્યું કે 'આવા વિચિત્ર વેષ ધારણ કરેલા તમે કોણ છો?' પેલાએ ઉત્તર આપ્યો કે 'મહારાજ, હુ આપની કીર્તિ સાંભળીને આપનાં દર્શન કરવા આવ્યો છું, પણ અહીં આવતાં રસ્તામાં મેં કેટલાંક કૌતુકો જોયાં તે આપને સાંભળવા યોગ્ય છે.'

પક્ષીની જાતમાં નીચ એવા કાગડાને વીંટીને હંસનું એક ટોળું બેઠેલું મેં જોયું. આગળ ચાલતાં ચાર-મુખવાળો પાડો મારા જોવામાં આવ્યો તે બધાં મુખે ચારો ચરતો હતો, તોપણ તેની ક્ષુધા તૃપ્ત થતી નહોતી એક જગ્યાએ એક માણસ પાંચ ઘડા વડે એક ઘડામાં પાણી ભરતો હતો પણ તે ઘડો ભરાતો નહોતો. વળી વગડામાં એક સ્થળે ગાય અને વાછરડી ઉભાં હતાં તેમાં ગાય વાછરડીને ધાવવા લાગી પણ એક સૌથી વિચિત્ર દેખાવ એવો જોવામાં આવ્યો કે અરણ્યમાં ત્રણ સરોવર પાસે પાસે છે તેમાંના પેલા સરોવરનું પાણી વચલા સરોવરને મૂકી દઇ પહેલા સરોવરમાં સમાઇ જાય છે.

આવા વિલક્ષણ દેખાવોની વાત સાંભળી ધર્મરાજાને આ કૌતુકો જોવાની જિજ્ઞાસા પેદા થઇ, તેથી તે પેલા માણસ સાથે કૌતુકો જોવાને ગયા તો તેમણે પણ તેવા જ દેખાવો

જોયા. પછી ધર્મ રાજાએ તે માણસને કહ્યું કે 'આમાં કાંઇ તમારો જાદુઈ ભેદ જણાય છે. તેથી આ તમારી ઇંદ્રજાળનું પરિણામ હોય એમ હું અનુમાન કરૂં છું" હવે પેલો માણસ કે જે પોતે કલિયુગ હતો તે પોતાના મૂળ સ્વરૂપે પ્રગટ થયો અને રાજાને કહ્યું કે 'હે મહારાજ ! આપના સ્વર્ગે સીધાવ્યા પછી આ જગતમા મારૂ પ્રવર્તન થશે તે વખતે આ જગતના લોકોના આચાર વિચાર અને કર્મો કેવાં થશે તેનો ખ્યાલ આપનારા ઉપલા દેખાવો મેં આપની સમક્ષ રજુ કર્યા છે.

આ પૃથ્વીતલપર નીચ કાગડાની પેઠે કેટલાએક રાજાઓ થશે તેમની બ્રાહ્મણો અને ક્ષત્રીઓ હંસ જેવા છતાં સેવા ઉઠાવી પેટ ભરશે. વળી શામ, દામ, ભેદ અને દંડ એ ચાર પ્રકારના ઉપાયો કામે લગાડવા છતા મનુષ્ય પોતાના પેટનું પુરૂ કરી શકશે નહિ, એક પિતા પોતાની પાંચ-- સંતતિનું પોષણ કરશે, પરંતુ પાંચ પુત્રો મળી એક પિતાનુ પણ પોષણ કરશે નહિ. પુત્રોના વિક્રયથી માતપિતા પોતાનો નિર્વાહ ચલાવશે, ભાઇઓ ઉપર હેત આવશે નહિ પણ સાસારીઆં પર સ્નેહનો વધારો થશે. બેન બિચારી રોતી રહેશે અને સાળીઓને સાહલો મળશે. આ મારાં મુખ્ય કર્તવ્ય છે સ્ત્રી, સુવર્ણ, ઘુત, મદિરા અને હિંસા એ મારાં નિવાસસ્થાન થશે. સત્યાંયુગ, દ્વાપર અને ત્રેતાયુગ કરતાં મારામાં બહુ અધમ ગુણ એ છે કે ઇશ્વરના ભક્તોજ દુઃખ પામશે ધાર્મિક અને સદવર્ત્તનવાળાં મનુષ્યો નિંદાશે અને તેઓને સંતાનની ખોટ રહેશે, પણ પાપી છળભેદવાળાને બહુ પુત્રો થશે. પાંખડથી પુજાસેવા, તપ, યોગ, અને સમાધિ બ્રાહ્મણો ભુલી જશે અને પઇસાની લાલચે અઘટિતવનવાં કર્મો કરશે. પૃથ્વી પોતાનો રસ ચોરી લેશે તથા અનાવૃષ્ટિથી અનાજ ઓછું

પ્રકટશે. મનુષ્યો મિથ્યા ભાષણ કરનારા તથા પોતે દરિદ્રિ છતાં અન્યનું ભૂંડું થવાની ઇચ્છા કરશે. સ્ત્રીઓ અને પુરુષો અધમ કર્મોમાં લપટાશે.

આવા અનેક અવગુણો છતાં મારામાં એક જે મુખ્ય ગુણ રહેલો છે તે એ છે કે એક ગણુ દાન અને સહસ્ર ગણુ પુન્ય આગળ હજારો વર્ષ તપ કરતા તોપણ ઇશ્વર મળતા નહિ, પણ હવે એક ક્ષણ પણ એકચિત્તથી ધ્યાન કરવામાં આવે તો મનુષ્ય પ્રભુપદ મેળવી શકે આવો અધમકાળ જગતને માથે આવશે તે જાણી ધર્મરાજાને સંસાર ઉપર ઉદાસ વૃત્તિ થઇ ગઇ, તેથી તેમણે રાજત્યાગ કરી હિમાલય પર્વતપર જઇ દેહ ગાળવાનો નિશ્ચય કર્યો. ( મહા૦ ભા૦ મુષળ પર્વ અધ્યા૦ ૮. )

**સાર.**

કલિયુગમાં કેવાં ચરિત્રો થાય છે તે બતાવવાનો આ વાતનો હેતુ છે. પરંતુ જેમ રાજહંસ સાચાં મોતીનોજ ચારો ચરે છે અને શુષ્ક તૃણથી પોતાની ક્ષુધાતૃપ્ત કરવાને કદી પણ ઇચ્છા કરતો નથી તેમ હંસ જેવા મનુષ્યો કલિયુગનુ ગમે તેટલું બળ હોય તે છતાં સદવર્તન અને સુવિચાર એટલે પોતાનો ખરો મનુષ્યધર્મ બાજુએ મુકી નિંદ્ય કે અઘટિત કર્મો કદી આચરતાં નથી; કારણ કે ઉપરની વાતમાં કહ્યા મુજબ સદવર્તનવાળાં મનુષ્યોને કલિની કસોટીમાંથી પસાર થતાં કદી આરંભમાં આપત્તિ આવે, પરંતુ આખરે તેમનો જય થયા વિના રહેતો નથી.

---

લૉર્ડ ચેસ્ટરફીલ્ડનો

# પોતાના પુત્રપ્રતિ ઉપદેશ

તથા

કોલ્ટૉનુ રચિત સંક્ષિપ્ત સુવાક્ય.

ભાષાંતર કર્તાઃ—સ્વ. રા. સા. હરિદાસ વિહારીદાસ દેસ

ગો. બિ. દેસાઈ અને સ્વ. પ્રો. મ૦ ન૦ દ્વિવેદી

કિમ્મત રૂ. ૧ ૮

ગતી સાહિત્યમાં નવો વધારો, વિદ્યાર્થિઓ

તથા શિક્ષકોને અત્યન્ત ઉપયોગી

કેળવણી ખાતાએ મંજુર કરેલું

# પ્રાણિમાત્રનું વર્ગીકરણ.

# ANIMAL KINGDOM

(Classification.)

દરેક જાતનાં પ્રાણીની ટૂંક સમજુતીની બુક તથા નકશા સાથે

કિમ્મત રૂા. ૦-૬-૦

લખનાર :—ભાનુસુખરામ નિર્ગુણરામ મ્હેતા.